# પ્રાણવિનિમય.

# પુસ્તકોની ખબર.

૧. **શિક્ષાશતક**.–(નીતિસંબંધી સો પરચૂરણ પદ્ય) ... નથી.
૨. **માલતી માધવ**.–(સંસ્કૃતનો ગુજરાતી તરજુમો) ... ૧–૮–૦
૩. **ઉત્તરરામચરિત**.–( ,, ,, ) ... ... ... ... ૧–૦–૦
૪. **કાન્તા**.–(પ્રકરણ) ... ... ... ... ... ... ૦–૮–૦
૫. **પૂર્વદર્શન**.–(૧૭૬૧ સુધીનો હિંદુસ્તાનનો ટુંકો ઇતિહાસ...નથી.
૬. **સરકારી ધોરણનાં પુસ્તક સુધારવાની સૂચના**.–
(અંગરેજી) ... ... ... ... ... ... ... નથી.
૭ **નારીપ્રતિષ્ઠા**.–(સ્ત્રીઓના હક, તેમનું શિક્ષણ, લગ્ન-
વિધિ, તથા પુનર્લગ્નનો વિચાર)... ... ... ... ૦–૮–૦
૮. **રાજયોગ**.–(અધ્યાત્મવિદ્યાસંબંધી અંગરેજી) ... ફરી છપાયછે.
૯. **તર્ક કૌમુદી**.–(સંસ્કૃત ન્યાય ગ્રંથ, અંગરેજી ટીકા) ... ૦-૧૨-૦
૧૦. **પ્રેમજીવન**.–(વેદાન્ત વિષયનાં પદ્ય તથા ટીકા) ... મફત.
૧૧. **પ્રાણવિનિમય**.– ... ... ... ... ... ... ૩–૦–૦

**તૈયાર થાયછે.**

૧૨. **સિદ્ધાન્તસાર**.–(સર્વ માન્ય એક ધર્મનું સ્વરૂપ બતાવવાનો પ્રયત્નઃ આર્યધર્મનો દુનિયાંનાં બીજા ધર્મસાથે મુકાબલો કરવા ઉપરથી.)
૧૩. **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**.–(કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈત એ સર્વ સંપ્રદાયની આશરે દરેક ટીકાને આધારે રહસ્યની નવી યુક્તિસહિત ગુજરાતી ભાષ્ય.) ... ... ... ... ...
૧૪. **સદ્‌વૃત્તિ**.–(સ્માઇલ્સ કેરેક્ટર ઉપરથી) ... ... ... ...
૧૫. **ગુલાબસિંહ**.–(લોર્ડ લિટનની 'ઝેનોની' પરથી વાર્તા.)
૧૬. **કાવ્યમયૂખ**.–(કાવ્યસ્વરૂપ; અભિધા, લક્ષણા, વ્યંજના; રસ, ભાવ; કાવ્યભેદ; તથા દોષ, ગુણ અને અલંકાર; એ વિષયોનો સંસ્કૃત સાહિત્યના તમામ પ્રસિદ્ધ ગ્રંથોને આધારે ગુજરાતી ગ્રંથ.)
૧૭. **અદ્‌વૈત ફિલસુફી**.–(કેવલાદ્વૈતનો અંગરેજી ગ્રંથ.)

૩૫૧૯

# પ્રાણવિનિમય

અથવા

(પાશ્ચાત્ય દેશોમાં પ્રચલિત 'મેસ્મેરિઝ્મ' નામની
તંત્રવિદ્યાનું સંપૂર્ણ સ્પષ્ટીકરણ).



લખનાર,

મણિલાલ નભુભાઈ દ્વિવેદી, બી. એ.

સંસ્કૃતપાઠક (પ્રોફેસર), શામળદાસ કૉલેજ.

चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।
आप्रा द्यावापृथिवी अंतरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

ऋग्वेदसंहिता. ૧।૧૧૫।૧. (જુઓ પૃષ્ઠ ૯, ટિપ્પણ).



મુંબઈ,

"નિર્ણયસાગર" પ્રેસ.

સન ૧૮૮૮.

રા. રા. દેશાઈજી ગોપાળદાસ વિહારિદાસને,

અનન્ય ભક્તિભાવપૂર્વક પ્રેમના,—આર્યવિદ્યાનું રહસ્ય સમજવાની
શુદ્ધ જીજ્ઞાસાના,—તથા એવા અનેક સંબંધના,—અપૂર્વ
પ્રસંગોના સ્મરણાર્થે.

# પ્રસ્તાવના.

(વાંચનારને સંબોધન.)

વસ્તુસંભવના શકય અને અશકય એવા નિશ્ચિત ભેદ કરી બેસવું, એ સર્વજ્ઞતાનું કામ છે; પોતાની કલ્પનાને મળતી ન આવે તે બધી વાત અશકય એમ ક્હેવું, શોધક બુદ્ધિને લાંછનરૂપ છે; અનુમાન અને પ્રત્યક્ષથી સિદ્ધ થતી વાતને પણ, પોતાની કલ્પનાને વળગી રહી, ન ગણકારવી, એ અંધ દુરાગ્રહછે; પોતાની કલ્પના ફેરવવી પડે એવા ડરથી, બોલાવ્યા છતાં તપાસ કરવા ન જવું અને 'ઢોંગ, લુચ્ચાઈ' એવા આરોપથીજ ખરીવાતને ઉડાવવા પ્રયત્ન કરવો, એ બાયલી બુદ્ધિનું લક્ષણ છે. યુરોપ ખંડમાં જડવાદી તથા અધ્યાત્મ જ્ઞાનવાદી શોધકો વચ્ચે આ પ્રકારની મારામાર આજ પચાસ વર્ષ થયાં ચાલેછે, પણ સત્ય વાત એમ મારીગઈ નથી. જે જે દૂષણો થોડાં વર્ષપર જડવાદીઓ, અધ્યાત્મજ્ઞાનવાદીઓપર, ચઢાવતા હતા, તે બધાં, આજ તેમને પાછાં વળગ્યાંછે, એજ અધ્યાત્મજ્ઞાનનો જય જાહેર કરેછે. ખરૂં આશ્ચર્ય તો એ છે કે દુરાગ્રહી જડવાદીઓમાંથી, જે જે શોધકો, ઉદાર બુદ્ધિથી અધ્યાત્મવિષયને તપાસવા ગયા, તે ઉલટા અધ્યાત્મજ્ઞાનના ભક્ત થઇ પડયાછે! પણ તેમ થતાંજ તેમની ગમે તેવી પ્રતિષ્ઠા જડવાદીઓમાં હોય તે તેમણે ખોઈછે, એ મતાંધપણાની પરાકાષ્ઠાછે. પ્રખ્યાત પ્રોફેસર ક્રૂક્સે જ્યારે **પ્રેતાવાહન**ના ચમત્કારની તપાસ કરવા માંડી, ત્યારે આખા યુરોપનાં ન્યુસ્પેપરો ક્હેતાં હતાં કે હવેજ ખરી વાત બ્હાર આવશે. પણ તેણે, પ્રેતાવાહન તંત્ર સાચું છે એમ જાહેર કર્યું ત્યારે, તેની અક્કલ ખશી ગઇછે, તે શોધ કરવાના કામને નાલાયક છે, ઇત્યાદિ તેજ પત્રોમાં તેના વિષે ક્હેવાયું! ઘણી વખત એમ બનેછે કે તપાસ કરતાં, એકાદ ઢોંગી માણસ મળ્યો હોય, તો બધી

વિદ્યાજ ખોટી હશે એમ માનવાનું કારણ મળી આવેછે. વળી કષ્ટસાધ્ય તથા અમુક નિયમોથીજ બની શકે તેવા અધ્યાત્મ પ્રયોગના જ્યારે પૈસા કરવામાટે સામાન્ય ખેલ થવા માંડે, ત્યારે ઠગાઈ, લુચ્ચાઈ, જાુઠુંસાચું કરવાની ટેવ, એ બધાં કેટલાં વધી પડે એ વિચારવું સહજ છે. આપણા દેશમાંજ નહિ, પણ દેશેદેશમાં હજારો એવા ઢોંગી પડેલાછે, કે જે, સાધારણ હસ્તક્રિયાથી કે કોઇ યુક્તિથી સાધેલા ચમત્કારને આધ્યાત્મિક ઠરાવી, પોતાની પ્રતિષ્ઠા વધારવા, કે પૈસા કમાવા મથેછે. પણ શુદ્ધ શોધક બુદ્ધિવાળા એટલા ઉપરથી નિર્ણય બાંધતા નથી. પ્રત્યેક ચમત્કારરૂપ કૃત્રિમ ખેલ, કોઇ સત્ય આધ્યાત્મિક બનાવનુંજ અનુકરણ છે, માટે અધ્યાત્મવિદ્યા સાચીજ છે, એ જેમ કહી નથી શકાતું, તેમ એપણ કહેવું મુશ્કેલ છે કે ચમત્કારને નામે ચાલતી એક બે કે દશ વીશ વાતો કૃત્રિમ ખેલ ઠરી, માટે અધ્યાત્મવિદ્યાનો સંભવજ નથી. સર્વજ્ઞ કોઇ નથી, વિશ્વની વાતો ધીરજથી તપાસ કરતાં માણસની બુદ્ધિમાં પ્રવેશ કરેછે, માટે દુરાગ્રહમાત્ર તજી, નિષ્પક્ષપાત શોધમાં મંડયા રહેવું, એજ સત્ય જાણવાની જીજ્ઞાસા રાખનારનું કર્તવ્ય છે.*

જડવાદીઓ એવી તકરાર વારંવાર લાવેછે કે અમે જે રીતે કહીએ તે રીતે પ્રયોગ કરી બતાવો તો મનાય, પણ એટલી વાત ભુલી જાયછે કે વસ્તુમાત્રના સંભવના નિયમો માણસે નિર્માણ કર્યા નથી, વિશ્વરચનામાંજ અનાદિસિદ્ધ છે. પ્રત્યેક વસ્તુ તેના પોતાના નિયમથીજ બનેછે, માણસ ધારે તેવા નિયમથી નથી બનતી. રાંધવામાટે કોઇપણ પ્રકારની ઉષ્માનીજ જરૂરછે, શીતલતાથી રાંધી આપો એમ કહે તો તે બનતું નથી. જડવાદીઓના જડપદાર્થસંબંધી પ્રયોગો પણ એવાજ નિયમોને

* જે આગગાડી આપણને આજ રમત જેવીજછે, તેપણ, જ્યારે સ્ટીવન્સને શકયછે એમ આજથી ૧૫૦ વર્ષપર જાહેર કર્યું હતું ત્યારે તેને લોકો રસ્તામાં મશ્કરીઓ કરી કાકરા મારતા ! ભૌતિક શોધ આવી મુશ્કેલીથી થયાછે, તો આધ્યાત્મિક શોધમાં પણ અડચણો આવે તેથી ડરવાનું નથી. આવાં દુરાગ્રહનાં ઉદાહરણ ઘણાં મળે તેમછે; ને ઈતિહાસ જાણનારને પરિચિતછે.

તાબે છે. પાણીમાંથી 'ઓકસીજન' અને 'હાઇડ્રોજન' જે રીતિથી તેઓ જુદાં પાડેછે, તે કરતાં જુદીજ કાલ્પનિક રીતિએ કોઇ ગ્રામ્યપુરુષ તેમ કરાવવા માગે, તો બનશે નહિ. આમ છે ત્યારે અધ્યાત્મપ્રયોગો પણ તેમના પોતાનાજ નિયમોથી બની શકે, કોઇ માગે તેવા નિયમથી નજ બને, એ સ્પષ્ટ છે. શ્રદ્ધાની જરૂર, કે અમુક દેશકાલની જરૂર, એ તે વસ્તુના સ્વભાવથીજ અનાદિસિદ્ધછે એટલે, તે ન હોય ત્યાં, તે બનવાની નહિ. અધ્યાત્મતંત્રમાં શ્રદ્ધા એ પ્રથમ વાત છે, તો તેમાં દોષ કયારે ગણાય કે, જે પરિણામ બતાવવા માગીએ તે પરિણામ શ્રદ્ધાનેલીધે મનના માનવામાત્રમાંજ રહેતો હોય, ને પરાક્ દૃષ્ટિએ તાદૃશ ન જણાતો હોય. પણ શ્રદ્ધાથી કે ગમેતેવા પણ વસ્તુના સ્વતઃસિદ્ધ નિયમોથી, જે તાદૃશ પરિણામ બની આવે, (આવેલા તાવને ઉતારવારૂપ, કે પચાસ ગાઉઉપરની વાત જાણવારૂપ, કે હાથ કે પગ વાઢવો હોયતો તે વગર દવાએ બેશુદ્ધ થઇ વાઢવા દેવારૂપ) તેને ઇનકાર કરી દુરાગ્રહ કરવામાં શું ફલ છે? અધ્યાત્મપ્રયોગના નિયમો બહુ કષ્ટસાધ્ય છે, તેથી તેવા પ્રયોગ વારંવાર મરજી મુજબ બની શકતા નથી; એટલે સારા વિશ્વાસુ શોધકોના પ્રત્યક્ષ અનુભવની સાક્ષિથી સમર્થિત અનુમાનને આધારે અમુક વાત સ્વીકારવાની ઘણીવાર જરૂર પડેછે. પોતે જાતેજ જુએ તો ખરૂં, બાકી ગમે તે રીતે ગમે તેવી સૂક્ષ્મબુદ્ધિથી ને કસોટીથી બીજાએ જોએલું તે ખોટું, એ પણ દુરાગ્રહનું રૂપાંતર છે. આપ્તવાકયને પ્રમાણમાંથી આમ કાઢી નાંખીએ તો ઇતિહાસમાત્રનો સંભવ અશકય થઇ જાય, અને મનુષ્યજાતિને જે જ્ઞાન પ્રાપ્ત થયુંછે તેમાંનું ઘણું ખોટું ઠરે. ખરો ઉપહાસાસ્પદ અંધદુરાગ્રહ તો એવો પણ જોયોછે કે જોયા છતાં, અનુભવ્યા છતાં, ગમેતેમ હો પણ કાંઇક ઢોંગછે, એમ 'નબદુ નબદુ' કહ્યાં કરવું ને નજ માનવું!!

આ બધી વાત લક્ષમાં રાખી,જેને ઇચ્છા હોય તે સ્વતઃ અનુભવી શકે, એવી ધારણાથી, મેં આ લઘુ લેખ તૈયાર કર્યોછે. યુરોપીઅન જડવાદીઓના શબ્દમાત્રનું અનુકરણ કરનાર 'સુધારાવાળા', વ્હેમી વગેરે કહી

મારી નિંદા કરશે એનો મને આગળથીજ ભરોસોછે; પણ ખરા શોધકો એમ જોઇ પ્રસન્ન થશે કે ચાલુ શતકમાં યુરોપ તથા અમેરિકા જેવા વિદ્યાકલાથી તેજોમય દેશમાં થયેલા નવા શોધનો સાર મેં આ ગ્રંથમાં ગુર્જરપ્રજા સમક્ષ ધરી તેને વિદ્યાવૃદ્ધિની દોડમાં પછાત પડતાં અટકાવી છે, તથા તે દ્વારા, આપણાં પ્રાચીન આર્યશાસ્ત્રોની મહત્તા, જે ડુબવા લાગી હતી, તેને તરવામાં કાંઇક ટેકો કર્યોછે, એ વિશ્વાસથી મને પૂર્ણ સંતોષછે. જગતની રચના અદ્ભુતછે, ને જેમ એક રેંટ ફરતો હોય તેમ તળેનું ઉપર ને ઉપરનું તળે વારંવાર થયાં જાયછે, પણ બધું રહેછે એનું એજ. અધ્યાત્મવિદ્યાનો પણ દિવસ હતો, જડવાદનો પણ દિવસ છે, વળી અધ્યાત્મવિદ્યાનાં કિરણ ફુટવા લાગ્યાંછે! આવી રચના વિચારી, સત્યવાતનો નિર્ણય કરવા ઇચ્છનાર, આ લેખમાંથી પોતાના દેશના પ્રાચીન આચાર વિચારનું તત્ત્વ ગ્રહણ કરી, પોતાના જીવિતને ઉચ્ચતર માર્ગે ચઢાવતાં શીખે, એ મારો પરમ ઉદ્દેશ છે; ને તેથી મેં જે જે વિચારો આજપર્યંત એ સંબંધે બાંધ્યાછે, તે બધા, સંકોચવિના આ લેખમાં કોઈને કોઇ પ્રકારે પ્રદર્શિત કર્યાછે. બધાજ વિચારો બધે અંશે વ્યક્તકરી નજ શકાય એ સ્પષ્ટછે, પણ મુખ્ય સિદ્ધાંતો બતાવી તેદ્વારા ઘણાખરા આચારનું રહસ્ય સમજાવી, બુદ્ધિમાનને તેવાજ બીજા આચારો સમજવાનો રસ્તો બતાવી શકાય. યુકિલડશાસ્ત્રમાં જેમ અમુક વ્યાખ્યા તથા પ્રમાણ ઠરાવી કેટલિક પ્રતિજ્ઞાઓ તે દ્વારા સિદ્ધકરી બતાવીએ છીએ, ને પછી નવી પ્રતિજ્ઞાઓ પોતાની મેળેજ શીખનાર સિદ્ધ કરી શકેછે, તેવું આ સ્થલે કાંઇક કરવાનો યત્ન કર્યોછે. આચારાદિ પ્રક્રિયાસંબંધી તર્ક જેમ આ લેખમાં સમાવવા પ્રયત્ન કર્યોછે, તેમ વિચારાદિ પ્રક્રિયાનો બીજો લેખ તૈયાર કરવાનો સંકલ્પ પણ છે; એટલે ઉભય મળીને તત્ત્વવિચાર તથા તેને અનુરૂપ આચારનો એકજ સંગત ગ્રંથ થઇ, મારા ધારેલા ઉદ્દેશને પાર પાડવા સમર્થ થાય, એવી આકાંક્ષા છે.

આ લેખ તૈયાર કરવામાં પાશ્ચાત્યદેશોમાં હાલમાં પ્રચલિત અધ્યાત્મશોધ એજ કારણભૂત છે. તે બધાથી આપણા લોકો અજાણ રહ્યા-

છે, ને જ્યાંસુધી નીશાળની ચોપડીઓમાં તે વાત દાખલ ન થાય, અર્થાત્ અમલદારો તરફથી તે વાત જાહેર કરવામાં ન આવે, ત્યાંસુધી આપણા લોક સ્વતઃ તેને શોધી લે એવો સંભવ નથી, એ દુર્દશા વિચારી આ લેખ લખવાની જરૂર જણાઇછે. કોલેજસુધી ભણી, બી, એ, એમ, એ, નાં પદ પામનારા પણ, અમુક ઘરેડમાં ચાલતું જે જુનું જડવાદી શાસ્ત્ર છે* તેજ ભણેછે, પણ તેમાં એ, હાલહાલ કેટલા તફાવતો પડીગયાછે, તથા તેનું એકંદર વલણ હાલમાં અધ્યાત્મજ્ઞાન તરફ કેવું નમતું ચાલેછે, એ જાણવા પ્રયત્ન કરતા નથી, તો કેવલ અધ્યાત્મવિદ્યાના શોધો તરફ તો તેમનું લક્ષજ કયાંથી ગયું હોય. આવે સમયે યુરોપમાં ચાલતા શોધોનું અંશમાત્ર પણ દર્શન કરાવવું કોઇ દુરાગ્રહી સુધારાવાળા વિના બીજું તો અયોગ્ય નહિ ગણે. એક વાત આ લેખમાં નવીછે. અધ્યાત્મવિદ્યાના જે જે શોધ પાશ્ચાત્ય દેશમાં થયાછે, તેનાં કારણોપરત્વે હજુ જુદા જુદા મત મતાંતર છે, એક નિશ્ચય થયો નથી. આ '**પ્રાણવિનિમય**' સંબંધે તેમણે કલ્પેલાં કારણ મેં આપ્યાંછે, પણ તેનાં વાસ્તવિક કારણો, આપણાં તંત્રશાસ્ત્રોના અભ્યાસથી, મને જે સમજાયાંછે, તે મેં મુખ્યત્વે કરી બ્હાર આણ્યાંછે; ને એ સંગતિના કારણથીજ 'એનિમલ મેગ્નેટિઝમ' નું નામ પ્રાણ એમ ઠરાવ્યુંછે. આમ કરતાં ઘણાએક આપણા રીવાજ, જે વ્હેમમાં ખપી ગયેલાછે, તેની યોગ્યતાનો નિર્ણય થઈ શકયોછે, તથા જે મહાશાસ્ત્રો સ્વાર્થ અને ઢોંગમાં ખપી ગયાંછે તેમની મહત્તા સમજાવી શકાઇછે. ગમે તે રીતે પણ બુદ્ધિમાન્ વિચાર કરનારને નવા વિચારોપર પ્રવૃત્ત કરવાના છૂટા છૂટા તર્ક મેં ભેગા કરવા યત્ન કર્યોછે, એટલે તે બધામાંથી તત્વગ્રહણ કરવાનું બની આવશે. વ્હેમને નામે ખપેલા રીવાજનાં ખરાં કારણ સમજાવાથી, તે વ્હેમ ઓછા થવાનો સંભવ છે, વધવાનો સંભવ નથી, એ ખુબ યાદ રાખવા જેવી વાત છે, ને તેટલામાટે

---

* જેને, પરમ શોધક બુદ્ધિથી વિસ્તાર પામેલી દૃષ્ટિવાળા 'આર્ટિફિશિયલ સાયન્સ' એવી ઉપહાસયુક્ત સંજ્ઞાથી ઓળખેછે.

પ્રત્યેક શોધકને આવો કોઇ લેખ બહુ રુચિકર થવાનો પૂર્ણ સંભવછે.

પ્રમાણવિનાની વાત ઘણીવાર સ્વીકારવામાં આવતી નથી; તેમાં જે નવી વાત હોય તે તો વિશેષે કરી એ દશાને ભોગવેછે. આ લેખમાં યદ્યપિ પ્રત્યક્ષ પ્રમાણથીજ ખાતરી કરાવવાનો વિષયછે, તથાપિ મારે એટલું કહેવું જોઈએ કે એક પંક્તિ કે એક શબ્દપણ મેં કોઈ પ્રતિષ્ઠિત લેખના આધાર વિના અત્રે દાખલ કર્યો નથી. અંગ્રેજીમાં અધ્યાત્મવિદ્યા સંબંધી જે પ્રસિદ્ધ ગ્રંથોછે, તેમાંના ઘણાખરા, તથા આપણાં એ વિષયનાં શાસ્ત્રોમાંનાં કેટલાંક, મારા જોવા જાણવામાં આવ્યા પરથીજ બધું લખાણ થયેલુંછે, પણ તે તે ગ્રંથો લખતી વખત પાસે ન હોવાથી, તથા કેટલાક ઘણાં વર્ષોપર વંચાયલા તેથી તેમાં અમુક વાત શોધવાના શ્રમના સંભવથી, હું, તે તે પ્રમાણનાં નામ સ્થલે સ્થલે આપવાનો આડંબર કરી શકયો નથી. આ લેખમાં જે પ્રત્યક્ષ પ્રયોગાદિ શીખવવાનો હેતુ છે, તે પાર પડે એમાટે મેં બને તેટલું સ્પષ્ટ લખાણ કર્યુંછે, છતાં વાંચવામાત્રથી પ્રયોગની બધી આંટી હાથ નથી આવતી એમ જેને લાગે અને શંકા પડે, તેણે ખુશીથી મને લખી પૂછવું, હું યથામતિ યથાનુભવ ઉત્તર આપીશ, એ પણ મારે અત્રે જણાવવું જોઈએ.* કોઇ બીજા શોધકોને કાંઇ ચૂક જણાય, અથવા અમુક વાત સંબંધી કાંઇ વિશેષ ખુલાસો માલુમ હોય, અથવા અત્રે જે અનુભવ કહ્યાછે તેવાજ કોઇ જાણવાજોગ અથવા વિલક્ષણ અનુભવ થાય, તો તે મને જરૂર લખી જણાવવા કૃપા કરવી, કે વિશેષ વિચાર કરવાનું સાધન મળતાં આ બાબત વધારે સ્ફુટ થતી ચાલે.

અધ્યાત્મવિદ્યાના પાશ્ચાત્ય ગ્રંથોનો સાર, તથા આપણાં તંત્રોનું

---

* પત્ર લખવું તો તેના પરબીડીયાપર પ્રાણવિનિમય આટલા શબ્દ બાજુએ લખવા; નોટપેડ લખવું નહિ, અને અંદરપણ જવાબનેમાટે પૂરતી ટીકીટ સામીલ રાખવી. આવી વ્યવસ્થાવિનાનું પત્ર લેવામાં નહિ આવે. જે કલમ ન સમજાતી હોય તે કલમનો આંક આપવો, તથા તેમાં શું શંકા છે તે સ્પષ્ટરીતે લખવી. જેટલી શંકાઓ હોય તેટલીને ૧-૨-૩ એવા આંક પાડી નિયમમાં મુકવી કે જવાબ લખતાં સુતર પડે.

કેટલુંક તત્ત્વ એ મેળવીનેજ આ લેખ યોજેલો નથી; તેમાંની ઘણી-ખરી વાત મારા અનુભવમાં શુભયોગથી આવી જવાથી આ વિષયને પ્રસિદ્ધિ પમાડવાનું વિશેષ કારણ મળ્યુંછે. આ અનુભવ સંબંધે મારૂં કેટલુંક વૃત્તાંત, વાંચનારની ક્ષમા માગી, અત્રે આપવાની જરૂરછે. ૧૮૭૭ ની સાલમાં મુંબઈની કોલેજમાં જતા સુધી, હું, જેને લોકો ધાર્મિક કહેછે, તેવો હતો. શ્રદ્ધામાત્રથી મારાં વર્ણાશ્રમને ઉચિત ધર્મ પાળતો. કોલેજના સંસર્ગમાં એ શ્રદ્ધા શિથિલ પડી, તથા હતો તેવો ઠાઠ ચલાવી શકવામાં પણ બહુ અંતરાય નડયો. ૧૮૭૯ માં ડીગ્રીની પરીક્ષા પછી છ એક માસ નિવૃત્તિથી વાંચવાનું બની આવ્યું, તેવામાં ફિલસુરી બાબતના અંગ્રેજી ગ્રંથો કેટલાક જોવાયા. ઘણા ઘણા આધ્યાત્મિક પ્રશ્નોનો મારા મનમાં ઉદય થયો, પણ નિર્ણય કાંઈ બન્યો નહિ. એમ જીજ્ઞાસા થઈ કે એની એજ વાત આપણાં શાસ્ત્રોમાં પણ ચર્ચેલીછે, તો તેને શામાટે ન જોવાં. એ અધ્યયન આરંભ્યા ને બે ત્રણેક વર્ષ થયાં હતાં, ને હું મુંબઈ-માંજ નોકર હતો. ત્યાં 'ગુજરાતી સોશીઅલ યુનીઅન' નામનું ગ્રેજ્યુએ-ટોનું એક મંડળ હતું, ને હું પણ તેમાં હતો. ત્યાં એક ગૃહસ્થે 'મેસ્મેરિઝમ' નો પ્રયોગ કરી મૂર્છાસુધી ચમત્કાર બતાવ્યો. મારા માનવામાં એ વાત આવી નહિ, અને આગળથી કોઈ મસલહત કરેલી હશે એવો કુતર્ક પ્રથ-મ તો ઉઠયો. પણ વિચારતાં એમ લાગ્યું કે જો એ વાત બનતીજ હોય, અને તે પ્રયોગ કરનારે બીજી જે જે વધારે આગળની વાતો કહીછે તેપણ સંભવતી હોય, તો મારી આધ્યાત્મિક શંકાઓનું, તથા જે આર્યશાસ્ત્રો હું તેવામાં જોતો હતો તેમાંના ન સમજાતા ઘણા ભાગનું, સમાધાન બની આવે. આ ઉપરથી તે પ્રયોગ કરનાર રા. કરસનદાસ નરોત્તમદાસને હું મળ્યો, અને તેમણે કરેલી સૂચનાઓ પ્રમાણે, તથા એકાદ ગ્રંથ જોઈ લેઈ તે પ્રમાણે, મેં જાતેજ પ્રયોગ આરંભવા નિશ્ચય કર્યો. મારા મિત્ર રા. ચતુરભાઈ શંકરભાઈ તેવામાં મારી સાથેજ રહેતા, તેમનામાં યોગ્ય વિધેયભાવ જણાઈ આવતાં પ્રયોગ આરંભાયો. અત્રે કહેવું જોઈએ કે આ ગૃહસ્થની આ વિદ્યાપર, તેમજ તેના મારે હાથ થતા પ્રયોગપર, શ્રદ્ધા,

તથા જ્યારે પ્રયોગ કરવો હોય ત્યારે બેસવાની સરલ બુદ્ધિ, એ બધા-થીજ મને પૂરો અનુભવ મળી શકયોછે, અને આ લેખના કારણરૂપ તે પણ છે, એમાટે તેમનો હું ઉપકૃત છું. એકાદ વર્ષપછી ઘણાં કારણોને લીધે એ પ્રયોગ બંધ કરવા પડયા, પણ તે પછી મેં જે જે વાંચ્યું, વિચાર્યું, તથા 'થીઓસોફીકલ સોસાઈટી'નો સંબંધ થતાં જે નવી વિચારસંગતિ મારા મનમાં ઉઠી, તે બધાપરથી ઘણા નિર્ણયો થયા, તથા કેટલાક એકાન્ત અનુભવ બની આવ્યા, એ અતુલ લાભ થયો. એ પછી આ પ્રયોગનું પુનરાચરણ બનવાનો પ્રસંગ આવ્યો નથી, તેમ મારી શરીરસ્થિતિ પણ હવે તે પ્રસંગ આવવા દે એમ લાગતું નથી, એ પ્રારબ્ધયોગ માટે એટલુંજ સખેદ પ્રાયશ્ચિત્ત પૂરતું ધારૂંછું કે મારા અનુભવો આ લેખદ્વારા જાણી, કોઇ બીજા, એ માર્ગમાં વિશેષ શોધ કરી, આધ્યાત્મિક ઉન્નતિ પામે તેમાં સંતોષ માનવો.

નડીઆદ,
તા. ૭ સપ્ટેંબર ૧૮૮૮. } લિ૦ ગ્રંથ યોજનાર.

*** આ લેખ ત્રણ પ્રકારની મુદ્રાથી છાપ્યો છે. પ્રથમ આવર્તન સ્થૂલમુદ્રાથી અંકિત વિષયનુંજ કરવું, પછી બીજું આવર્તન તે તથા તેથી સૂક્ષ્મમુદ્રાથી અંકિત વિષય ઉભયનું કરવું, અને ત્રીજું આવર્તન એ ઉભય તથા તેથી સૂક્ષ્મતર મુદ્રાથી ટિપ્પણરૂપે અંકિત વિષય, એ સર્વનું કરવું, એવો આશય છે. આમ કરવાથી જે ઉદ્દેશે આ લેખ લખાયોછે તે યથાર્થ સમજાશે.

# પરિભાષા.

(આ લેખમાં ઘણીએક પરિભાષાઓ બનાવવી પડીછે. એમાંની કેટલીકના પર્યાયરૂપ અંગ્રેજી પરિભાષાઓ છે, તથા કેટલીકને માટે નથી. એ ઉભયને અત્રે સંગ્રહુંછું, ને જ્યાં તે પરિભાષા સમજાવવી છે તે કલમનો અંક પણ આપુંછું, કે આ લેખ વાંચતા પ્હેલાં બધી પરિભાષા યથાર્થ રીતે લક્ષમાં આવે.)

## અંગ્રેજી પર્યાયવાળી પરિભાષા.

(૨૩) અનુયોગ Rapport (with another than the operator)
(૨૦) અનુવૃત્તિ Sympathy.
(૧૨) અવિધેયતા Positivity.
( ૨ ) આધિ Mental disease.
( ૨ ) આધિદૈવિક Pertaining to the Elements.
( ૨ ) આધિભૌતિક Physicial.
(૨૪) આધ્યાત્મિક Occult.
(૨૭) ઉપાધિ Obsession &c.
( ૫ ) ચમત્કારિક Phenominal.
( ૧ ) છાયા Aura.
( ૧ ) જડવાદી Materialist.
( ૬ ) જાદુ Magic.
( ૫ ) તંત્ર Science.
( ૬ ) તંત્રશાસ્ત્ર The Tantras.
( ૨ ) તત્ત્વ The Elements.
(૧૭) તંદ્રા Drowsiness.
( ૬ ) દક્ષિણમાર્ગ White-Magic.
( ૧ ) નાસ્તિક Materialist.
(૧૮) નિદ્રા Sleep.
( ૩ ) નિર્બલ Negative.
( ૩ ) પ્રબલ Positive.
(૨૨) પ્રત્યગ્દૃષ્ટિ Ecstacy.
( ૫ ) પ્રયોગ Operation, Sceánce.
(૧–૨) પ્રાણ Vital Principal, Animal Magnetism.
(૨૫) પ્રાણનિગ્રહ Control by any invisible power; mediumistic tendency; day-mare &c.
( ૨ ) પ્રાણવિનિમય Magnetising.
(૨૪) પ્રાણવિરોધ Cross Magnetism.
(૧૩) બલ Control.
(૧૬) ભ્રુકુટી Sense of Individuality.

(૧૩) માર્જન Pass.
(વિધાન) માર્જન Magnetising Do.
(વિસર્જન) માર્જન Demagnetising Do.
(૧૯) મૂર્છા Coma.
(૩-૨) યોગ Mesmeric Rapport; the Yoga Sâstra.
( ૬ ) વામમાર્ગ Black Magic.
(૭-૮) વિધાયક Operator.
(૭-૯) વિધેય Subject.
(રાક્ષસી) વિધેય Vampire.
(૨૧) વિશ્વદૃષ્ટિ Clairvoyance &c.
( ૮ ) વેધકદૃષ્ટિ Piercing eye.
(૨૭) વ્યાધિ Physicial disease.
(આગંતુક) વ્યાધિ Functional Do.
(નિત્ય) વ્યાધિ Organic Do.
( ૮ ) સમાધાન Calmness.
( ૮ ) સંકલ્પ Will-power.

(૫) શુંધાયક Healing (magnetism); (૨૦) સૂચના Suggestion ; ( ૮ ) સ્થિરતા Firmness of will.

---

## અંગ્રેજી પર્યાયવિનાની પરિભાષા.

આનંદમયકોશ (૨૨), ઉપાધિ (૨૪), કારણદેહ (૨૧), ચક્ર (૪), ચંદ્રપ્રાણ (૪), તામસી (૧૧), તૂર્યાવસ્થા (૨૨), ત્રાટક (૧૩), નિયમ (૧૧), બ્રહ્મરંધ્ર (૪), યમ (૧૧), લિંગદેહ (૪), વિજ્ઞાનમયકોશ (૨૨), સ્વર (૨), સિદ્ધિ (૫-૬), સૂર્યપ્રાણ (૪), સાત્વિક (૬-૧૧), સ્થૂલ ઉપાધિ (૨૧), સ્થૂલદેહ (૪), ( અનુપૂર્તિ ૨-૩ ).

# અનુક્રમ.

# પ્રાણવિનિમય,

અથવા

## પાશ્ચાત્યદેશોમાં પ્રચલિત 'મેસ્મેરિઝમ' નામની તંત્રવિદ્યાનું સંપૂર્ણ સ્પષ્ટીકરણ.

### વસ્તુનિર્દેશ.-૧

**૧. प्राणविचार पाश्चात्यदेशमां क्यांथी ? उपोद्घातः-** યોગાદિ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ પ્રાણ, અને 'મેસ્મેરિઝમ' એ બેનો સંબંધ કહેતાં કોઇને આશ્ચર્ય લાગે; અને આજકાલના 'સુધારા' વાળા તો જેવો 'મેસ્મેરિઝમ' એક ઢોંગ છે, તેવો વળી શાસ્ત્રોમાંથી પ્રાણને બહાર લાવી તેને તેની સાથે મેળવવાનો પ્રયત્ન એક બીજો ઢોંગ છે, એમ કહીને હસે! યથાર્થવાત શી છે, તે વિચારવાનું વિચારશીલ વાચકને સહજ બને તે માટેજ આ આરંભછે.

"મેસ્મેરિઝમ" શું, કેમ થયું, ને કેવે વખતે થયું એ જાણવા થોડો ઈતિહાસ કહી જવો પડશે. આજથી આશરે છ, સાત હજાર વર્ષ ઉપર, જ્યારે **એશિયા**ખંડમાં **આર્યાવર્ત**, **ઇરાન**, ઇત્યાદિ અને **આફ્રિકા**ખંડમાં **મિસર** એ રાજ્યો પૂરી ઉન્નતિમાં હતાં ત્યારે યુરોપખંડમાં **ગ્રીસ**દેશના રાજ્યની વ્યવસ્થાનો આરંભ થયો હતો. એ પ્રાચીન રાજ્ય આશરે હજાર

દોઢહજાર વર્ષસુધી ટક્યું, ને તે સમયમાં તે દેશમાં વિદ્યા, કલા, તત્ત્વજ્ઞાન તેમજ રાજ્યતંત્રના સર્વ શ્રેષ્ઠ વિચારોની વૃદ્ધિ થઇ. એરાજ્યનો અસ્ત થવાના સમયમાં,હાલ ઈટલી એનામથી જાણીતા દેશમાં **રોમ**નું રાજ્ય સ્થપાવા લાગ્યું. તે રાજ્યપણ એક સમયે સાર્વભૌમ પદને પામ્યું,અને **ગ્રીસ** દેશનાં સર્વ વિદ્યા,જ્ઞાન આદિનું સ્થાન થઈ પડચું. **યુરોપ**ના બીજા દેશોમાં તો આ સમયે કેવલ જંગલી લોકોજ વસતા હતા. તેમણે આ **રોમ**ના રાજ્યને આજથી આશરે દોઢ હજાર વર્ષપર પાયમાલ કરી નાંખ્યું. તેપછી **યુરોપ**માં નાનાં નાનાં રાજ્યો ને નગરો વસવા લાગ્યાં, અને દેશની સ્થિતિ બંધાવા લાગી. **મિસર**ના ધર્મથી સંસ્કારેલા **ગ્રીસ**દેશના **ઇરાન** તથા **આર્યાવર્ત્ત** સાથેના નિકટ સંબંધથી, તે દેશે પ્રાપ્ત કરેલી વિદ્યાસંપત્તિ જે **રોમ**માં ગઇ હતી તેજ કોઇને કોઇ રૂપે હવે **યુરોપ**માં પ્રસરવા લાગી. આ વખતે **ક્રિશ્ચીઅન** ધર્મનો પણ ઉદ્ભવ થયેલો હતો, અને જુના **રોમ**નગરમાં ગાદી સ્થાપી રહેલા તે ધર્મના મુખ્ય આચાર્યોને આખો **યુરોપ** દેશ નમતો હતો. ભૂત, પ્રેત, મંત્ર, તંત્ર, જાદુ, આત્મજ્ઞાન કીમીઓ ઈત્યાદિ સર્વ ધમધોકાર ચાલતાં હતાં, પણ **રોમ**ના આચાર્યો તે સહન કરી શકતા નહિ. તેમણે તે બધા ધંધા **સેતાન**ની સાધનારૂપે ઠરાવી દીધા, ત્યારથી તે વાતો ગુપ્ત રીતે ચર્ચાતી થઇ, ને તેમાટે ગુપ્ત મંડલીઓ બંધાવા લાગી. આચાર્યોએ તો રાજાઓની સહાયથી, જેજે લોકો આ ધંધામાં પકડાય, તેને મારીનાંખ્યા, બાળીનાંખ્યા, અસંખ્ય જીવલીધા પણ એ બધો વ્યવહાર બંધ પડચો નહિ. આની વ્યવસ્થા પાંચ સાતસો વર્ષ ચાલી. એ વખતમાં ધર્મયુદ્ધમાટે લશ્કરો **એશિયા** ખંડમાં આવતાં જતાં, તે દ્વારા પ્રવાસથી જેજે લાભ થાયછે તે **યુરોપ**ને પણ થવા લાગ્યા, અને નવાનવા વિચારોની ઉત્પત્તિ થતી ચાલી. ધીમે ધીમે **કોન્સ્ટેન્ટીનોપલ** અથવા **રૂમ**ના પુસ્તક ભંડારને લુટાઈ જવાનો પ્રસંગ આવ્યાથી શોધક બુદ્ધિને આખા **યુરોપ**ખંડમાં નવી પ્રેરણા થઈ. પણ **ગ્રીસ** દેશના પંડિતોનોજ પ્રત્યાઘાત બધે ગર્જવા લાગ્યો અને જે ચાલતી હતી તે (વ્હેમી)

વિદ્યાઓ ખુબ ચર્ચાઇ. આ સમયે રસાયન, તત્ત્વજ્ઞાન આદિ સર્વ વિદ્યાના બહુ અમૂલ્ય ગ્રંથો રચાયાછે, પણ તેમાંના ઘણા સાધારણ રીતે પ્રસિદ્ધ નથી. આ ગડબડને, તે સામે આચાર્યોની મેહેનત, એ વ્યવસ્થા વળી બેત્રણ સો વર્ષ ટકી. છેવટ બેકન વગેરે પંડિતોએ આશરે સોળમી સદીના મધ્યમાં એમ નિશ્ચય કરાવ્યો કે પ્રત્યક્ષપ્રમાણથી ઘણા દાખલા દલીલ વિચારી સિદ્ધ કર્યા વિનાના કેવળ તર્કથી પ્રતિપાદિત સિદ્ધાન્તો જે આજપર્યંત ચાલ્યાછે તે ખોટાછે ને તે માનવા નહિ. આ વાત ઘેર ઘેર ફેલાઇ. શોધ, શોધ ને શોધ એજ પોકાર ઉઠયો. છાપખાનાં, હોકાયંત્ર, દારૂગોળા, વગેરે નવા નવા શોધથી જુદા જુદા શોધકોનો શ્રમ સફલ થઇ, તેમનો ઉત્સાહ વધતો ચાલ્યો. અમેરિકાખંડ પણ એવાજ સમયમાં હાથ લાગી ચુકયો હતો. પછી દેશમાત્રમાં સમૃદ્ધિ, અને સુખની બાકી રહી નહિ ને ઉત્તરોત્તર જેમ નવા ને નવા શોધ થતા ગયા તેમ માણસોનો નિર્ણય થઇ ગયો કે બધું માણસની બુદ્ધિના શ્રમ ઉપર આધાર રાખેછે; ધર્મ, કર્મ, કાંઈ નથી. આ વખતે પણ સર્વના પૂજ્ય રોમના આચાર્યે, પોતે, તથા પોતાના ઇશ્વર જે લથડી પડવાની તૈયારીમાં હતા તેમને બચાવવા મેહેનત કરી. વળી એક વાર, પૃથ્વી ગોલછે, કે તે ફરેછે, કે આ દુનીયાં બાઇબલે કહેલી છે તેટલી નહિ પણ અસંખ્ય યુગો જેટલી જુનીછે, ઇત્યાદિ સત્ય વાત કહેનારાના પણ પ્રાણ લેવા માંડયા. જે કમકમાટ ભરેલાં મૃત્યુ આ સમયમાં થયાંછે, બાલક, સ્ત્રી, પુરુષ સર્વને ભુખે માર્યાછે, સાણસે ચુંટયાંછે, દેવતાએ શેકયાંછે, ને છેવટ જીવતાં બાળ્યાંછે, તે જાહેર અને ગુપ્ત બન્ને રીતે, તે વાંચતાં છાતી ફાટી જાયછે, ને લોહિ ઉકળી ઉઠેછે. * પણ એ બધો પ્રયત્ન વ્યર્થ ગયો, ને જે નિર્દોષ

* એજ 'રોમન કેથલીક' પાદરીઓ, આજે આંધળા હિંદુ મૂર્તિપૂજકોનો ઉદ્ધાર કરવા આવ્યાછે, ને નિરપરાધી માણસના કરોડો મણ લોહીમાં ભીજેલા તેમના ધર્મના 'ભ્રાતૃભાવ' જેવું ઉચ્ચ વિચારદર્શક હિંદુધર્મમાં કાંઇ નથી, માટે તે ખોટોછે, એ દલીલથી આ ઉદ્ધારનું કામ પારપાડવા ધારેછે! હિંદુધર્મમાં એવો 'ભ્રાતૃભાવ'

રક્તનો સ્રાવ પોતાની ગાદી સ્થિર કરવા કર્યો હતો, તેણે સજીવ થઈ તે ગાદીનું સત્યાનાશ વાળ્યું. "રીફોરમેશન" એટલે ધર્મસુધારણાનો ધ્વનિ બધા દેશમાં ઉઠ્યો, અને સુધરેલો એટલે શોધકબુદ્ધિને અનુસરતો ધર્મ બધે પ્રવર્ત્યો. હવે નાસ્તિકતાની અવધિ આવી. જે શોધકબુદ્ધિ જાગ્રત થઈ હતી તેણે ધર્મનું નામમાત્ર રાખી, વાસ્તવિક રીતે તો "નાસ્તિકતા" જેને "મેટિરીઆલિઝમ" કહેછે તે સ્થિર કરી સ્થાપી. આ વ્યવસ્થા પાછી બેસોએક વર્ષ ચાલી. તેવામાં રાજ્યવ્યવસ્થા સારી થઈ, શોધ, વ્યાપાર, બધાં સારી રીતે વધવાથી દેશની સમૃદ્ધિમાં* અગણિત વધારો થયો, ધર્મની બાબતમાં સર્વને જે ગમે તે વિચાર ધરાવે એવી સ્વતંત્રતા પ્રાપ્ત થઇ. અમીર, ઉમરાવ એવા માતબર વર્ગ બંધાઇ ગરીબોપર જુલમ થવા માંડ્યો, અને જેમ બને તેમ શરીરસુખ-હું અને મારૂં-સાચવવાં, તથા મુવાપછીનો ભય તજી આનંદમાં રહેવું એ વૃત્તિ બધે પ્રવર્તી. અમેરિકા દેશ નવો હતો, ત્યાં જાગીરો સહજમાં મળતી, તેથી યુરોપમાં જે વધી ગયેલી વસતિનો સમાસ ન થઇ શકતો તે ત્યાં જઈ નિવાસ કરતી. ત્યાં તે લોકોસાથે તેમની નાસ્તિકતા પણ જઈ વસીજ હતી. તે દેશમાં સ્વતંત્રતાનો વિચાર પ્રથમ સ્ફુર્યો, અને ત્યાં ૧૭૮૦ માં ઇંગ્લંડની રાજ્યસત્તા હતી તે સામે બળવો થયો, એટલા કારણથી કે પાર્લામેંટમાં અમારા મેંબર નથી બેસાડતા ત્યારે અમે તમારી નજરમાં આવે તેવા "કર" નાંખોછો તે પણ નથી આપતા. પરિણામે ઇંગ્લંડને હાકી કાઢી "યુનાઇટેડસ્ટેટ્સ" નું પ્રજાસત્તાક રાજ્ય થયું. યુરોપમાં પણ વધી ગયેલી નાસ્તિકતા, અને તેથી ઉઠેલાં જુલમ, અમર્યાદા, અનીતિ બધાં ફ્રાન્સમાં પરાકાષ્ઠાએ પ્હોચ્યાં હતાં; ને તમામ માણસોના હક સરખાછે માટે રાજા, અમીર, ઉમરાવ બધું પાયમાલ કરી નાંખવું એ

---

નથીજ: એમાંતો કહેણી રહેણીનું ઐક્યછે. આ ધર્મનાં તત્વ શીખવવામાટે આવેલા આ પંડિતોને આપણાપર નાંખેલા કરોની આવકમાંથી સરકાર પગાર આપી આ ઉદ્ધાર કરવામાં સામીલછે એ પણ એક કાળગ્રલ !

રૂપ સ્વતંત્રતાના વિચારે પકડયું હતું. અમેરિકાવાળાની ફ્રાન્સના સ્વતંત્રમંડલજોડે સલાહ હતી, એટલે ત્યાં સળગ્યાપછી તરતજ ફ્રાન્સમાં પણ લાગી ઉઠયું. જે નાસ્તિકતાનાં બીજ બસે વર્ષ ઉપર રોપાયલાં તેનાં રાક્ષસી ફલરૂપે "ફ્રેન્ચ રેવોલ્યુશન" ની મહાભારત કતલે આખા યુરોપ દેશને પચીસ વર્ષ લગી લોહીલુહાણ કરી નાંખ્યો, અને ભારે તોફાન થઈ રહ્યું. ફ્રાન્સમાં તરત વેળા તો એક રાજાને મારી, બીજો કર્યો, પણ પરિણામે પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. ઇંગ્લંડમાં પણ આવું પરિણામ આવત, પણ તે વખતે ત્યાંની રાજ્યવ્યવસ્થા હાલ છે તેવી પ્રજામતપર આધાર રાખવાવાળી બંધાઇ ગઈ હતી એટલે, ઝાઝો ગરબડાટ થઇ ન શકયો. હિંદુસ્થાનજોડે ઇગ્લંડનો સંબંધ નાસ્તિકતાનાં આ એક બે સૈકાંમાંજ બંધાયલો છે. યુરોપના કાયદા, ધર્મ, નીશાળો કોલેજો બધે "મેટિરીઆલિઝમ" અથવા નાસ્તિકતાના ધોરણપ્રમાણે વ્યવસ્થા થઇ ચુકી હતી, ને તેજ વ્યવસ્થા, તેમની તેમ ઉપડીને અહીં આવી પડી. તે આવ્યા પછી અહીંઆં પણ "સુધારા" નો જન્મ થયો. યુરોપખંડમાં ફ્રેન્ચ રેવોલ્યુશનના સમયપછી, ઘણાએ એવા શોધ, વિચાર ઈત્યાદિ થયા છે કે જેથી આ નાસ્તિકતા આજે સ્તબ્ધ બની ગઇછે, પણ રાજ્યમાં, વિદ્યામાં, શોધોમાં જે અધિકૃત વર્ગછે તે એ નાસ્તિકતામાંજ અદ્યાપિ પણ મૂલનાં બંધારણોને લઈને કાયમછે, એટલે અધિકારીઓ ન ફરે ત્યાંસુધી આપણા સુધારા વાળાને આ નવી શોધોનો માર્ગ કોણ બતાવે !! તેમણે પંડે તપાસવાના તો સોગનજ ખાધા છે. યુરોપમાં જેમ માણસે માણસોએ અન્યોન્યનાં લોહી ચુશી નાસ્તિકતાઉપર પોતાનું વેર વાળવા જેવું કર્યું, તેમ જે વિદ્યાઓને નાસ્તિકતાએ ઉખેડી નાંખી હતી તે વિદ્યાઓએ પણ જાણે નાસ્તિકતાઉપર વેર વાળવાને આજ સમયમાં ફરી જન્મ લેવા માંડચો. એ વાત હવે વિસ્તારતાં "મેસ્મેરિઝમ" નું ઉત્પન્ન થવું સમજાશે.

નાસ્તિક અથવા જડવાદી શોધકોએ, સજીવ વિશ્વને પણ જડ પરમા-

ણુઓમાંથી ઉત્પન્ન થતું ઠરાવ્યું છે. પરમાણુ ઉપર ગતિની અસર તપાસતાં તેમણે તેજસ્તત્ત્વના બે અંશનો આવિર્ભાવ જોયો હતો: ઉષ્ણતા અને પ્રકાશ. ત્યારપછી એજ તત્ત્વનો વિશેષ શોધ કરતાં તેમને વિદ્યુત્ (કૃત્રિમ)નો પ્રભાવ જણાયો, જેને આધારે તાર થયા, અને આજે 'ટેલીફોન' નામનાં શબ્દવાહક એટલે એક દેશમાંથી કોઇ બોલે તે શબ્દેશબ્દ બીજા દેશમાં સંભળાય એ યંત્રપણ થયાં, અને અમેરિકામાં વરાળને બદલે પણ તેનો ઉપયોગ થવા લાગ્યો. એ પછી ચુંબકઆદિ આકર્ષણો પરથી તેમણે વિદ્યુત્ જેવુંજ, પણ તેથી વધારે સૂક્ષ્મ એવું, 'મેગ્નેટિઝમ' નામનું તત્ત્વ પણ શોધી કાઢયું. વાત આટલે સુધી આવેલી હતી. આવે વખતે, 'રેવોલ્યુશન' ના સમયમાંજ, રીકનબેક નામનો જર્મન શોધક ચુંબકના પ્રયોગ કરી જોતો હતો, તેને એમ જણાયું કે અમુક વ્યાધિથી કે બીજા કારણથી અમુક રીતિની શારીરિક તથા માનસિક સ્થિતિમાં આવેલાં માણસ ચુંબકના છેડામાંથી અગ્નિ ઝરતો જોઈશકેછે; ને તેના બે છેડા જે જુદી જુદી શક્તિવાળા હોયછે, તે તેવાં માણસોને જુદી જુદી અસર કરેછે. આગળ વધતાં તેણે એમ પણ જોયું કે એજ માણસો સામાન્ય પદાર્થોમાંથી, ને છેવટ માણસના હાથમાંથી પણ ઝરતો તેજનો ઝબકારો જુએછે. આવા સર્વ પ્રાણી પદાર્થમાંથી, નિરંતર ઝરતા પ્રવાહને તેણે 'ઓરા' એવું નામ આપ્યું, તથા જે તત્ત્વને લીધે તે જણાયછે તેને 'ઓડાઇલ' એવું નામ આપ્યું. આ ઝરણને આપણે **છાયા** કહીશું. એજ સમયમાં વળી મેસ્મર નામના, વીએનાથી પારિસમાં આવી વસેલા (૧૭૮૦) શોધકે 'મેગ્નેટિઝમ' ની ઘણી ચમત્કારિક અસર રોગીઓપર થતી જોઇ, તેનો વિસ્તીર્ણ ઉપયોગ કરવા માંડયો. આમ જે 'મેગ્નેટિઝમ' ચુંબકઆદિ અમુક પદાર્થોમાંજ હોયછે એમ મનાતું હતું, તેજ રૂપાન્તરે પ્રાણીપદાર્થમાં સર્વમાં વ્યાપ્ત છે એમ ઠર્યું; તથા તેથી માણસો માણસનાઉપર વિવિધ અસરો કરી રોગ મટાડી શકે એપણ જણાઇ આવ્યું. આ વાત જડવાદી શોધકોને ગળે કેમ ઉતરે? અધુરામાં પુરૂં કરવા (૧૮૧૩), મો. ડીલ્યુ-

ઝનોં 'મેગ્નેટિઝમને ઈતિહાસ' પ્રસિદ્ધ થયો, અને કાઉન્ટ પુસીગર નામના શોધકને એમ માલુમ પડયું કે આ તત્ત્વને લીધે નિદ્રાવશ થએલાં રોગીઓ, જેને આપણે **વિશ્વદૃષ્ટિ** કહીશું તે પ્રાપ્ત કરી, પેટીઓ ને કબાટમાં શું મૂકેલુંછે તે કહીશકેછે, ને રોગને કેમ મટાડવો, તે કયારે કયારૂપમાં જણાશે ઇત્યાદિ ભવિષ્ય જોઇ શકેછે. પાછા આ વ્હેમ જાગ્રત થયા!! એના દુશ્મને તેયારજ હતા, પણ હવે એકને બદલે બે દુશ્મન હતા. એકતરફથી પાદરીઓ ને બીજીતરફથી જડવાદીઓ બન્નેએ આવાતને ધિઃકારવા માંડી. જડવાદિઓ જાતે શોધક બુદ્ધિવાળા હોવાથી, તેમને પ્રયોગો કરી બતાવવામાં આવ્યા તે જોઈ તેમણે તેના હજારો જુદાજુદા ખુલાસા શોધી કાઢયાછે, પણ તેમાંના એકેથી આ તંત્રવિદ્યાને ખુલાસો થતો નથી. કોઇને કોઇ બીના પડી રહેછે, ને ઠરાવેલું સમાધાન રદ જાયછે. નવી વિદ્યાને પ્રસિદ્ધ શોધક **મેસ્મર** હોવાથી, તે '**મેસ્મેરિઝમ**' એ નામથી પ્રસિદ્ધ થઇ, અને તેના પ્રયોગ પાછા ધમધોકાર ચાલવા માંડયા. પણ તે પ્રયોગ કરનારપર વળી જુલમ કરવાની પેરવી થવાલાગી, તેમને કોઇકોઇવાર કોરટોમાં ધસડવા માંડયા, પણ સત્યવાતનો નાશ થઈ શકયો નહિ. ફ્રેન્ચ સરકારે એક કમીશન નીમી (૧૭૮૪), તપાસ કરવા ઠરાવ્યું, પણ તે કમીશનમાં બધા જડવાદીઓ હોવાથી તેમણે એ વિદ્યા ખોટી ઠરાવી. પણ સત્ય ડુબતું નથી. એ કમીશન પછી આશરે પચાશેક વર્ષે બીજું નીમવું પડયું (૧૮૨૬), જેમાં એ વાત સત્યછે એમ ઠર્યું; અને આજે ફ્રાન્સમાં પ્રસિદ્ધ રોગશાલાઓ એજ વિદ્યાને આધારે ચાલેછે એમપણ સાંભળ્યું છે. પણ એ વિદ્યાને ખરો પ્રચાર **અમેરિકા**માં થયો. ત્યાં પ્રજાસત્તાક રાજ્ય થતાની સાથેજ લોકોની શોધકબુદ્ધિ એવી ખુલી કે આધ્યાત્મિક આધિભૌતિક, સર્વ બાબતોને શોધ થવા લાગ્યો. **મેસ્મેરિઝમ**ના પ્રયોગ ત્યાં ઘેર ઘેર થાયછે, ને ફી લઈને રોગ મટાડનાર એ વિદ્યાના ડાકતરો ઠામઠામ છે. આમ ચોતરફ ગરબડ થવાથી જડવાદીઓ સ્તબ્ધ બનીગયા છે. તેમનામાં પૂજ્યપદવીએ

પ્હોચેલા પ્રોફેસર ક્રુકસ તથા વેલેસ જેવા આ તંત્રની સત્યાસત્યતાનો નિર્ણય કરતાં એ તંત્રના ભક્ત થઈ પડયાછે; ને લંડનમાં આજે બધા આધ્યાત્મિક ચમત્કારના શોધો કરનારી 'સાઇકીકલરીસર્ચ' નામની મંડલી છે, જેમાં ઘણાં પ્રખ્યાત સ્ત્રીપુરુષો સભાસદછે. એ મંડલીના રીપોર્ટો વાંચવા લાયકછે ને તે ઉપરથી અધ્યાત્મવિદ્યાનું અસ્તિત્વ નાસ્તિકોને પણ કબુલવું પડયુંછે એમ જણાયછે. આજે યુરોપ, અમેરિકા, આસ્ટ્રેલિઆમાં થઇ લગભગ પચાસેક ત્રિમાસિક, માસિક, સાપ્તાહિક, કે દૈનિક પત્રો ફક્ત અધ્યાત્મવિદ્યાને સંબંધેજ ઘણા પ્રસિદ્ધ વિદ્વાનોને હાથે ચાલેછે. અરે! જડવાદીઓને પણ પોતાના સિદ્ધપદાર્થવિજ્ઞાનને આમતેમ મચડવું પડેછે, ને પ્રખ્યાત પ્રો૦ ટીન્ડૉલ જેવા શોધકને જાહેર કબુલ કરવું પડયુંછે કે "જડમાંથી ચૈતન્ય નજ બને, એટલે જો આપણે ચેતન્યની ઉત્પત્તિ સમજાવી ન શકીએ તો આપણે આપણા જડપરમાણુ વિષેના વિચાર ફેરવવા જોઇએ અથવા કોઈ કર્તાની સત્તા સ્વીકારવી જોઇયે." આટલી આટલી બીનાઓ બનીછે, જે આધારે અહીં 'સુધારા'નો અવાજ ઉઠયો હતો તે આધાર બધા આજ ધોવાઈ જઈ 'સુધારા' વાળા જેને વ્હેમ કહેછે તે બધું ખરૂં થવા બેઠુંછે, પણ તેઓ જાગ્રત થશે, કે પછી એક જે પકડયું તેજ પકડયું?

અસ્તુ. જેને 'એનિમલ મેગ્નેટિઝમ' કહ્યું તેજ **પ્રાણ**; કેમકે એ તત્ત્વ સર્વ પ્રાણી પદાર્થમાં વ્યાપી રહેલું છે, એનાજવડે, જે ઉષ્માથી માણસનું શરીર સજીવછે એમ કહેવાય, તે ઉષ્માનો નિર્વાહ થાયછે; અને છેવટ જેમ પ્રાણના સંયમનાદિથી વિવિધ ચમત્કાર, સિદ્ધિ ઇત્યાદિ બનેછે, તેમ એ તત્ત્વના ઉપયોગથી પણ બનેછે. સામાન્ય રીતે, પ્રાણ એટલે શ્વાસ પ્રશ્વાસમાં જતો આવતો વાયુ એમ મનાયછે તે અત્રે માન્ય છે, પણ પ્રાણ એટલે જીવ એવો જે બીજો અર્થ

પ્રચલિત છે તેવા કોઈ મુખ્ય અર્થમાં આ શબ્દ સમજવો. માણુસનાં બલ, પરાક્રમ, બુદ્ધિ, જ્ઞાન, એ સર્વનું એકનામ વીર્ય પણુ કહી શકાય, તે વીર્યને ખરાસ્વરૂપે સ્થાપનાર પ્રાણુ છે.

૨. **પ્રાણતત્ત્વ**:—જડપદાર્થ, તેમ ચૈતન્યવાળાં પદાર્થ, માં પ્રાણુ છે એ આપણે કહી ગયા. આખી સૃષ્ટિને પણુ પ્રાણુ છે, હવા પણુ પ્રાણુથી ભરેલીછે. ગ્રહોપગ્રહોને પણુ પોતપોતાના પ્રાણુ છે. જે પૃથ્વીપર આપણે વસીએ છીએ તે પૃથ્વીને પ્રાણુ આપનાર મુખ્ય સ્થાન સૂર્ય છે. એ એક તેજનો ગોલ જણાયછે ખરો, પણુ એમાંથીજ પ્રાણુનો પ્રવાહ નિરંતર ચાલુ રહેછે; ને તેનાથી બધી પૃથ્વી પ્રાણુવાળી થાયછે.* ચંદ્રમાંથી પણુ એવોજ પ્રાણુપ્રવાહ નીકળી બધા વિશ્વને પોષેછે. પણુ સૂર્યપ્રાણુ ઉષ્ણુ છે, ચંદ્રપ્રાણુ શીત છે:

---

* આ સંબંધે આપણા વેદમાં તો સારીપેઠે વર્ણનછે, ને સૂર્ય તથા અગ્નિને મુખ્ય દેવતા તેમાં બતાવેલા છે. બ્રાહ્મણોને તો સૂર્યજ ઉપાસ્યછે, તેઓ સૂર્યપુત્રજ કહેવાયછે, ને તેમની ગાયત્રી, એ પ્રાણસ્થાન સંબંધીજ કાંઈક ચમત્કારિક રહસ્યવાળી હશે એમ ધારીએ છીએ. વેદમંત્રો, વિશ્વચમત્કારનાં વર્ણનનાં કાવ્યમાત્રછે એમ પાશ્ચાત્ય વિદ્વાનો ભલે ધારો, તથા તેમનું અનુકરણ કરનારા કોઈ અત્રત્ય આધુનિક પંડિતો ભલે તે વાતનું સમર્થન કરો, પણ ખરા બ્રાહ્મણો તો એમ કહેછે કે એ અર્થમાત્ર આધિભૌતિકજ છે; આધિદૈવિક તથા આધ્યાત્મિક અર્થ એ પંડિતોની દૃષ્ટિ મર્યાદામાં ઉદય પામ્યો નથી. મુખપૃષ્ઠે આપેલા चित्रंदेवानाम् ઈત્યાદિ સૂર્યની ઉદય સમયની સ્તુતિના મંત્રનો જે અર્થ મારી બુદ્ધિમાં આવેછે તે કહુંછું:—દેવન વિચિત્ર સૈનારૂપ—સર્વ દેવમય—સૂર્ય ઉદય પામ્યો: મિત્ર—સર્વપોષક દેવતા,—વરુણ—સર્વાધારરૂપ સર્વવ્યાપી આકાશનો, સર્વને નિયમમાં રાખનાર દેવતા,—અગ્નિ—વિશ્વમાત્રના જીવનનો નિર્વાહ કરનાર દેવતા,—એ સર્વનું સૂર્ય, ચક્ષુ—દ્વાર—તે તે શક્તિ વિશ્વમાં પ્રવર્તાવનાર સ્થાન—છે; એ આકાશ, પૃથ્વી તથા અંતરિક્ષ સ-

દિવસે સૂર્ય પ્રાણનું પ્રબલ રહેછે, રાત્રીએ ચંદ્રપ્રાણનું. માણસના શરીરમાં જે પ્રાણ છે, તેને આ ઉભય પ્રાણસાથે નિકટ સંબંધછે, ને તે પ્રાણની અવસ્થા તેના શરીરમાં અમુક સમયે કેવીછે તે તેના સૂર્ય કે ચંદ્ર સ્વર ઉપરથી જાણી શકાયછે. આ પ્રાણ માણસના શરીરમાં કે બધી સૃષ્ટિમાં એકલોજ છે એમ નથી, એની સાથે બીજાં ત વો પણ સંકલાયછે, ત્યારે શરીર બંધાયછે. પ્રતિતત્ત્વને પોતપોતાનો એક એક રંગછે, ને જેમ પ્રાણનો પ્રવાહ શરીરમાં ચાલુ રહેછે, તેમ અમુક અમુક સમયે અમુક અમુક તત્ત્વનું બલ પણ શરીરમાં ( કે બધી સૃષ્ટિમાં પણ ) પ્રધાનપણે હોયછે. જેજે તત્ત્વનું જે સમયે પ્રબલ તે તે તત્ત્વનો તે સમયે પ્રાણને રંગ લાગેછે. વળી વિશેષ વિચાર કે, જેવા વિચાર, આચારથી માણસના મન કે શરીરને ચલન વલન મળે તેવા વિચાર-આચાર પ્રમાણે અમુક અમુક તત્ત્વની પ્રવૃત્તિ વધવા ઘટવા પણ માંડેછે; અને પ્રાણમાં જુદાજુદા રંગ જણાવા લાગેછે. આવી રીતિના પ્રાણની જે છાયા શરીર બહાર થોડી ઘણી સર્વદા પડ્યાંજ જાયછે, તે ઉપરથી અમુક માણસની કૃતિ, રીતિ, ગતિ સર્વનું જ્ઞાન, એ છાયા જોવાની જેને શક્તિ હોય તે કલી શકેછે, ને તે અનુસારેજ તેવાંનો સંસર્ગ તેઓ કરેછે કે નથી કરતા. સૂર્ય, ચંદ્ર, બીજા ગ્રહો તથા બધી સૃષ્ટિમાં પણ તાત્ત્વિક ફેરફારોથી

---

ર્વમાં ( પોતાની આવી મહાશક્તિથી ) વ્યાપ્તછે, અને ( તેટલામાટે ) જડ ચેતન્ય સર્વનો આત્મા—પ્રાણ—છે. (દેવતાનાં સ્વરૂપવિષે અન્ય લેખમાં વિસ્તાર કરવામાં આવશે).

પ્રાણુના જેજે રંગ થાયછે તે ઉપરથી મહાત્માઓ બધા વિશ્વનાં પણ ભવિષ્ય સમગ્રરૂપે આંકી શકેછે.* શરીરમાં રોગની ઉત્પત્તિ થવી એપણ પ્રાણમાં ફેરફાર થવાથી એટલે જે સમયે જે રીતે પ્રાણનો પ્રવાહ હોવો જોઇએ તેવો ન હોવાથી, થાયછે. માટે માણસનું તન, મન, એ સર્વને આરોગ્ય રાખનાર પ્રાણજ છે, અને તેના યોગ્ય ચાલન ઉપર તેની મોક્ષપર્યંતની દશાનો આધારૂછે. એજ પ્રાણની રચના, તથા તેને ચલાવવાની રીતિ અને તેના ઉપયોગ દર્શાવનારાં સ્વરશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને બીજાં ઘણાં તંત્રશાસ્ત્રો આપણામાં છે, પણ તે સંબંધી કાંઇ કહેવાનું આ સ્થલ નથી.

પ્રાણ એટલે શું તે હવે સામાન્યરીતે લક્ષમાં આવ્યું હશે, અને તેની માણસઉપર કેવી શક્તિછે એપણ કાંઈક કલાયું હશેજ. એ પ્રાણમાં મુખ્ય ગુણ આકર્ષવાનો રહેલોછે. જેતે વસ્તુ, વિચાર, હવા, સર્વને તે આકર્ષી શકેછે; પછી જેનો તે પ્રાણછે તેનું જેવું બલ. કોઇના પ્રાણમાંના રોગને આકર્ષીને દૂર પણ કરી શકાય, કોઇના પ્રાણને આકર્ષી તે દ્વારા ચમત્કારપણ કરાવી શકાયઃપ્રાણની આ શક્તિને આધારેજ પાશ્ચાત્યદેશમાં 'મેસ્મેરિઝમ' પ્રવર્તેછે, પણ તેના પ્રવર્તકો પ્રાણની જે મહાશક્તિઓછે, ને તેનાથી જેજે સાધનો પ્રાપ્તકરી મોક્ષપર્યંતની વ્યવસ્થાઓ બનેછે, તે વિષે કેવલ અજાણછે. પ્રાણતત્ત્વનું યથાર્થ સ્વરૂપ પણ તેઓ જાણતા હોય એમ માનવાનું પણ તેમના જે જે ગ્રંથ મેં જેયાછે તેઉપરથી મને કારણ મળતું નથી. પ્રાણતત્ત્વની આ એક નાનામાં નાની શક્તિ, જેનો ઉપયોગ યોગીઓ ચાલતાં હાલતાં કરતા, ને આપણા ધર્મશાસ્ત્રોની રચનામાં જે પગલે પગલે વપરાઇછે તેના ખેલ તે ખેલજ ગણાય, અને

* સૂર્યમાં અમુકરંગના ડાઘ ઉપરથી વૃષ્ટિ અનાવૃષ્ટિ પરખવાનું પ્રસિદ્ધ છે.

તેને અમે વારંવાર વાતચીતમાં કનિષ્ઠ કે અધમ જાતનો યોગ કહેતા આવ્યા છીએ તે વાજબીજ લેખાય.

કોઇ પ્રાણી પદાર્થ એવાં પણ હોઇ શકેછે, કે જેમના શરીરની રચનામાંજ પ્રાણની આ શક્તિ સવિશેષ આવિર્ભાવ પામતી રહેલી હોયછે. પાશ્ચાત્યદેશના અવલોકન કરનારાઓએ સર્પની દૃષ્ટિમાં આ શક્તિનો પ્રબલ આવિર્ભાવ સિદ્ધકરી જોયોછે. સર્પ પોતાની દૃષ્ટિના બલથી નાનાં પક્ષીઓને આકર્ષી પોતાના મોંમાં પાડી શકેછે. મારા એક મિત્રે પણ મને વાત કરી હતી કે પંચમહાલમાં હું થાણદાર હતો ત્યાં એક અજગર કોઇ ઝાડમાં પડી રહેતો તે આપ્રમાણે નાનાં મરઘડાંને આકર્ષતો, ને અનાડી લોક તેવો ખેલ કરી પણ જોતા. વળી કોઈ પ્રાણી પ્રાણીના શરીરના પ્રાણનાં આકર્ષણ પણ એક એકને અનુકૂલ પ્રતિકૂલ સ્વાભાવિક રીતેજ હોયછે. કોઈ ભવ્ય પુરુષને જોતાંજ આપણે તેની છાયામાં અંજાઇ જઈએ છીએ. કોઈને જોતાંજ પ્રેમ થઇ આવેછે, કે દ્વેષ થઇ આવેછે, કારણ કાંઇ જણાતું નથી. એનુંજ નામ તારામૈત્રી, ચક્ષૂરાગ ઇત્યાદિ. પુરાતન મહાત્માઓનાં ચિત્ર કાઢેલાં હોયછે, તેમાં મુખની આસપાસ ગોલ કુંડાળું ચિતરેલું હોયછે, તેપણ તે મહાત્માઓની સર્વને પ્રતીત થઇ શકે એવી સાત્વિક છાયાનું બિંબછે. પ્રાણની પ્રતિકૂલતામાં સર્પ અને નોળીઆ ઈત્યાદિ પ્રાણીઓનાં સહજ વૈર સુપ્રસિદ્ધછે. આફ્રિકામાં એક હબસીની જાતિ કહેવાયછે જેનાથી મહાઝેરી સર્પપણ વેગળા નાસેછે: આપણા દેશમાં વાઝરી અને ઘોની વાત સર્વ સ્થલે પ્રચલિતછે.

પ્રાણતત્ત્વ અને તેની શક્તિની આવી પ્રતીતિ પ્રત્યક્ષમાં પણ થાયછે. પ્રાણનો એક સ્થલેથી બીજે સ્થલે અદલો બદલો એટલે વિનિમય થાયછે એ સૂચવી ગયોછું. એજ વિનિમયના આધારથી 'મેસ્મેરિઝમ' માં એક માણસ પોતાના પ્રાણ અને તે દ્વારા પ્રવર્તતાં તત્ત્વોસાથે બીજાનું પ્રાણતત્ત્વ

યોજી લઇ રોગશાન્તિ, ચમત્કાર, આદિ પ્રયોગ કરી શકેછે.*

**૩. પ્રાણની પ્રબલતા અને નિર્બલતાઃ**– વિદ્યુત્ સંબંધી શાસ્ત્રમાં એ વાત પ્રસિદ્ધ છે કે કૃત્રિમ વિજલીનાં બે સ્થાન હોયછે, એક **પ્રબલ** અને બીજું **નિર્બલ.** પ્રાણને પણ તેમજછે. આપણે ઉષ્ણ અને શીત પ્રાણની વાત કરી ગયા છીએ; અને સૂર્ય પ્રાણ અને ચંદ્રપ્રાણ એવાં પણ તેમનાં નામ અને સ્થાન કહી ગયા છીએ. એનેજ આ ગ્રંથમાં આપણે **પ્રબલ નિર્બલ** એ શબ્દોથી વ્યવહાર કરીશું. પ્રબલે પ્રબલ કે નિર્બલે નિર્બલ પ્રાણનો યોગ સ્વાભાવિક રીતે થઇ શકતો નથી, ને પ્રબલે પ્રબલને એક એકથી દૂર ધકેલે છે, તથા નિર્બલે નિર્બલ પણ કાંઇ સ્નેહ દર્શાવતા નથી. એવો નિયમ જણાયોછે કે સજાતીય પ્રાણ એક એકને આકર્ષતા નથી, પણ વિજાતીય તરત આકર્ષેછે એટલે તેમનો યોગ સહજમાં બનેછે. માટે પ્રયોગ કરવામાં આ વાત પણ સ્મરણમાં રાખવી. સામાન્ય સંસાર વ્યવહાર પરત્વે જોતાં પણ, આ પ્રબલ નિર્બલ પ્રાણઉપર લક્ષ આપી લગ્નાદિ સંબંધ થતા હોય તો સંસાર સુખ કેવું સચવાય? (વિશેષ વિચાર પરસ્ફુરણ પ્રકરણમાં જોવો).

## ઊપયોગ–૨.

**૪. પ્રાણ एज शरीरसंपत्तिः**–આટલે સુધી જે લખવામાં

---

* પ્રાણ સર્વદા સતત્ત્વ હોયછે, તેથી તત્ત્વના ઉદયાસ્તના નિયમ, તેમનાં ફલ ઇત્યાદિ જાણવામાં હોય તો, ધારેલા ફલને અનુકૂલ તત્ત્વ સહિત પ્રાણનો વિનિમય કરવાથી અસંશય સિદ્ધિ થાય. આ લેખમાં સમાન્યતઃ પ્રાણવિનિમયનુંજ વર્ણન છે, પણ બુદ્ધિમાન્ શોધક તત્ત્વનો વિવેક જાણી લઈ અત્રે કહેલી યોજનામાં મેળવી શકશે.

આવ્યું છે, તે ઉપરથી એટલું સ્પષ્ટ થયું છે કે પ્રાણ એજ શરીરનો જીવભૂત છે. વાસ્તવિકરીતે, જેને જીવ કહેવામાં આવેછે તે નામ આખા *લિંગદેહનું છે જેનો મુખ્ય વિભાગ પ્રાણ છે; પણ પ્રાણ એજ સ્થૂલ પર્યંત શરીરના ચલનવલનાદિ વ્યાપારનું કારણ હોવાથી તેનેજ મુખ્યતાથી જીવરૂપે સમજીએ છીએ. શરીરના અવયવોને યથાર્થ કર્મ કરાવવાં, રક્તની શુદ્ધિ રાખવી, તથા તે બધાં દ્વારા મન ઇત્યાદિ પણ સ્વચ્છ રાખવાં એ પ્રાણનું કામ છે; માટે પ્રાણની શુદ્ધિ ઉપર શરીર સંપત્તિનો આધાર છે. મન આદિ, લિંગદેહના બીજા ભાગોની અસર પણ પ્રાણદ્વારાજ પરખાયછે. પ્રાણ પોતાની સ્વાભાવિક ગતિ તજી આડો અવળો ચાલવા માંડે, ને તેમાં તત્ત્વોના ફેરફારોથી વિક્રિયા થાય એજ રોગોત્પત્તિ સમજવી. માણસનાં બલ, પરાક્રમ, જે વીર્ય એ શબ્દથી વ્યવહરાયછે, તે પ્રાણશુદ્ધિથીજ બની આવેછે, માટે પ્રાણવિક્રિયાથી વીર્યનો પણ ભંગ થાયછે. પ્રાણ નિરંતર શુદ્ધ રહે માટે બહિરંગ તથા અંતરંગ સાધન ઘણાં ઘણાં યોજેલાં છે. સ્નાન, પાન, ભોજન, વિહાર, આદિ નિયમો બહિરંગ સાધન છે; તેમ સંધ્યાસમયે પ્રાણાયામ, સ્વરસંધાન, વિચાર આદિ અંતરંગ સાધન છે. આપણાં શાસ્ત્રોના આચાર ભાગને આપણે આજપર્યંત ઘણામાં ઘણું એટલુંજ માન આપતા આવીએ છીએ કે તેમાં વૈદ્યવિદ્યાના અમુક નિયમોનો સમાવેશ છે માટે તે કામનો છે, પણ હવે સમજાશે કે કેવલ સ્થૂલ દેહની સંભાળ રાખવા

---

* જુઓ અનુપૂર્તિ. ૨

કરતાં લિંગદેહની પણ પ્રાણશુદ્ધિદ્વારા યોગ્ય સંભાળ કરી માણસને નીરોગી રાખવું એટલુંજ નહિ, પણ તેનામાં ગુપ્ત રહેલી આધ્યાત્મિક શક્તિઓને ઉત્તેજિત કરી તેને પરમાનંદે પહોચાડવું એ એ બધાનું સરહસ્ય તત્ત્વ છે. વિશ્વવ્યવસ્થાજ એવી છે કે બ્રહ્માંડના ગ્રહોપગ્રહાદિના પ્રાણદ્વારા પિંડનો પ્રાણ યથાર્થ વર્ત્તે, પણ તેને માણસ વિક્રિયા પમાડી બગાડેછે, માટે શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ પ્રાણને પોતાના સ્વભાવમાં સ્થાપવા પર છે, તેમાં કાંઈ ફેરફાર કે સુધારો કરવા પર નથી. એટલે કે જે જે રોગીના પ્રાણક્રમમાં ગરબડ થઇ ગઈ હોય તે તે રોગીને પ્રાણવિનિમય બહુ સારી અસર કરી શકે; પ્રાણવિનિમયથી, વિકૃત પ્રાણ સંસ્કાર પામી શુદ્ધ થઇ જાય એટલે પ્રકૃતિ સુધરે. એવિષે વધારે વિવેચન આગળ આવશે, પણ કેવલ સ્થૂલને વળગેલા વ્યાધિ કરતાં લિંગને વળગેલા અસાધ્ય વ્યાધિ જેવા કે વાઇ, ફેફરૂં, વળગાડ (હીસ્ટીરીઆ) ઇત્યાદિમાં પ્રાણવિનિમય બહુ સત્વર અને ચમત્કારિક ગુણ કરેછે.

'મેગ્નેટિઝમ' વિષે લખનારા કહેછે કે શરીરમાં તેનું સ્થાન નાડીમાત્રમાં રહેલા પાણી જેવા સૂક્ષ્મ પદાર્થની સાથેછે, ને માથાના તથા કરોડના ભાગમાં તેનો મુખ્ય ભંડાર છે. આપણાં તંત્રમાં એ વિષે ઘણો ઘણો વિવેક કર્યોછે, જે બધો અત્રે આપવો અપ્રસ્તુત છે. પ્રાણની સ્થિતિ શરીરમાત્રમાં છે, ને તેનું મૂલસ્થાન લિંગદેહમાં એટલે પાશ્ચાત્ય લેખકો કહેછે તેમ નાડીઓમાંના સૂક્ષ્મ પદાર્થમાંજ છે. કરોડના ભાગમાં તેનો જથ્થો રહેછે એ ખરૂં છે, ને બોચી તથા માથાના સંધિઆગળ બ્રહ્મરંધ્ર છે ત્યાં તેનું મુખ્યસ્થાનછે, તથા હૃદયમાં પણ તેનો ભંડારછે. તેની ગતિ પણ આ બે સ્થાનમાંથીજ ચાલેછે; ને જમણી કે ડાબી નાસિકામાંથી

તેનું નીકળવું થાય તે પ્રમાણે તેને સૂર્ય ચંદ્ર એવાં નામ મળી, તે ઉપરથી શરીર તથા મનની સ્થિતિ અટકળાયછે. યદ્યપિ સર્વશરીરવ્યાપી પ્રાણ એકજછે, તથાપિ સ્થાનભેદે કરી તેને પાંચ સંજ્ઞા મળેછે. પ્રાણનો નાડીતંત્રજોડે નિકટ સંબંધછે, ને નાડીઓવિષે પણ ઘણા ઘણા સૂક્ષ્મ વિચારછે, પણ નાડીઓના અમુક અમુક જથા બંધાઇ અમુક સ્થાને અમુક શક્તિઓને ચલવી શરીરને નીભાવેછે એ જાણવાનુંછે. તે તે સ્થાનમાં પ્રાણ બધું તંત્ર ચલાવી આપેછે. આવા જથા છ અથવા સાત છે. તે પ્રત્યેકને ચક્ર કહેછે. પ્રાણને શરીરમાં, તથા નાડીઓમાં તથા ચક્રોમાં યથાર્થરીતે ફેરવી જાણનાર સિદ્ધ થઇ શકેછે.*

માણસ જે જે ખાયછે, પીએછે, જે જે પદાર્થ, પ્રાણી, મનુષ્યના સંબંધમાં આવેછે, અને છેવટ જે જે વિચારોમાં નિમગ્ન રહેછે, તે બધાના પરિણામરૂપે તેના પ્રાણનું સ્વરૂપ બંધાયછે. જડ તથા ચેતન સર્વ પદાર્થમાંથી પોતપોતાના પ્રાણની છાયા નિરંતર ઝર્યા કરેછે, એટલે તે તે પ્રાણી પદાર્થની સમીપ રહેનાર તે તે છાયાની અસરને ઝડપ્યાવિના રહેતાંજ નથી. વાપરેલાં કપડાં, પીધેલું પાણી, ખાધેલું અન્ન, સ્પર્શ કરેલું પુસ્તક, એ બધાં વાપરનાર, પીનાર, ખાનાર, કે સ્પર્શ કરનારની છાયાથી પાધરાં સિંચાયછે, તે પુરતો સમય વીત્યા વિના બીજાના વાપરવામાં આવતાં, પોતાનામાં સિંચાયલું આ ગુપ્ત સત્ત્વ વાપરનારને અર્પેછે. આ બધી વાત લક્ષમાં લઈનેજ પીધેલું પાણી ન પીવું, કે ખાધેલું ન ખાવું, કે તેના તે વાસણમાં ન ખાવું, કે પહેરેલાં વસ્ત્ર ન પહેરવાં, સ્પર્શ્યાસ્પર્શ્ય ભક્ષ્યાભક્ષ્ય ન કરવાં ઇત્યાદિ નિયમો પ્રવર્ત્યાછે. તાંબા પિતળ કરતાં કાંસુ જલદીથી છાયાને ઝડપી લેછે, ને વધારે વાર સુધી પાછું તેને તજતું નથી માટેજ તેને શૂદ્રાદિ અડે તો નકામી થાય તેવી ધાતુ માનીછે. ઉન, રેશમ, ઇત્યાદિનાં કપડાં આ છાયાને ઝડપી લેતાં નથી, માટે તેમને સુતર કરતાં વધારે પવિત્ર એટલે ધોયાવિના પણ

---

* જુઓ અનુપૂર્તિ ૩.

એક કરતાં વધારે વાર વાપરી શકાય તેવાં માન્યાંછે. કોઇ મલિન શરીર કે વિચાર કે વૃત્તિવાળાના સ્પર્શથી કે સબંધથી પણ આપણી છાયા એટલે પ્રાણની શુદ્ધતા બગડેછે, માટેજ વારંવાર તેવે તેવે પ્રસંગે સ્નાનવિધિ બ્રાહ્મણો આચરેછે. જલ સમાન શુદ્ધ કરનાર બીજું કાંઈ નથી માટે તેનો ઉપયોગ નિરંતર કરવો. હાલના સુધરેલા લોક કોઇને ખસ સરખુ પણ થયેલું જોઇને રખે તેનો ચેપ લાગે એમ સમજી વેગળા નાસેછે, પણ આ પ્રમાણે જે ગુપ્ત ચેપ તેમનાં તનમનને રાત્રિદિવસ શ્વાસોચ્છ્વાસની સાથે લાગી તેમની રીતિ કૃતિને આડી અવળી હલાવેછે તેનું તેમને ભાન નથી. એતો વ્હેમછે ! !

૫. **સિદ્ધિઃ**-શરીર, તથા મનને સારાં કરી શકવા ઉપરાંત આ વિદ્યા યોગાભ્યાસનો પણ માર્ગ સૂચવેછે. આ વિદ્યા એક કનિષ્ઠ પ્રકારનો યોગ છે, ને તેમાંથી પોતાનાજ આત્માનું ધ્યાન કરતાં ફાવી જાય અર્થાત્ પોતે પોતાનાજ પ્રાણનું યમન કરી જાણે તો સહજ સમાધિ સંપાદન કરી શકે. પોતાના ઉપર ન કરતાં બીજા ઉપર કરવામાં આવતા આ તંત્રના પ્રયોગોથી ઘણા એક સિદ્ધિઓ જેવા ચમત્કાર બની આવેછે જે આગળ વર્ણવવામાં આવશે. આ ઉપરથી પ્રાણવિનિમયની વિદ્યાના બે ભાગ પડેછેઃ એક **સંધાયક** એટલે તનમનની બગડેલી સ્થિતિને સમાધાનમાં લાવનાર અને બીજો **ચમત્કારિક** એટલે જેમાંથી ચમત્કાર જેવા પ્રયોગ બને અને યોગસાધન પણ થઇ શકે.

૬. **જાદુઃ**-આગળની કલમમાં કહ્યા તેટલે સુધીના ઉપયોગ એ દક્ષિણમાર્ગના શુદ્ધ સાત્ત્વિક ઉપયોગ છે. એટલે સુધી પ્રયોગ કરી પરમાર્થ બુદ્ધિએ વર્તનાર મહાત્માઓના પદને પા-

મી ગયા છે. વચનસિદ્ધિ, દૃષ્ટિસિદ્ધિ ઇત્યાદિ સામાન્ય સિદ્ધિઓ તથા યોગમાંની અણિમાદિ મહાસિદ્ધિઓ પણ તેમનેજ પ્રાપ્ત થયેલી છે. એનુંજ નામ દક્ષિણમાર્ગ. પણ બીજો વામ માર્ગ છે, જે દ્વારા ઘણી પ્રબલ સ્વાર્થ બુદ્ધિથી ગમે તેવાં પરિણામ લાવી શકાયછે. ઘણાં ખરાં તંત્ર એ માર્ગનોજ ઉપદેશ આપેછે, ને તેમાં સૂક્ષ્મરીતે જોતાં પ્રાણવિનિમયની વિદ્યાનાં તત્ત્વનોજ મુખ્ય ઉપયોગ અને આધાર છે. આ નરકમાં લઇ જનાર મલિન માર્ગ શીખવવાનો મારો ઉદ્દેશ નથી એટલે તેવિષે માત્ર સાવચેતી આપીનેજ અટકુંછું.

## અધિકાર—૩.

૭. **विधायक, विधेयः**— જે આ પ્રયોગનો કરનાર તે વિધાયક અને જેના ઉપર એ પ્રયોગ થાય તે વિધેય. ઘણાએક એમ માનેછે કે વિધાયક બલવાન્ હોય ને વિધેય નિર્બલ હોય ત્યારે આ પ્રયોગ બનેછે, અથવા એકનું શરીર સારૂં હોય ને બીજાનું કાંઈ મંદ પ્રકૃતિવાળું હોય તો આ પ્રયોગ સારો બનેછે, પણ એ બધી વાત મારા અનુભવપ્રમાણે ખરી નથી. પ્રબલ અને નિર્બલ પ્રાણવિષે જે કહી ગયા છીએ તે વાત લક્ષમાં રાખતાં દુનીયાંમાં સર્વે, વિધાયક કે વિધેય થઇ શકેછે. સજાતીય પ્રાણવાળાં કોઇ બે મનુષ્ય વિધાયક વિધેય ન થઇ શકે ત્યારે વિધાયક વિધેયની જે યોગ્યતા કહેવામાં આવેછે તે ઉપરાંત બે ચાર પાંચ વાર પ્રયોગ કરવાથી, તે મનુષ્યોના પ્રાણ વિજાતીય થઇ જઈ પ્રયોગસિદ્ધિ થશે.

૮. **विधायकः**– વિધાયકની મુખ્ય યોગ્યતામાં પ્રથમ તો (૧) **शरीरसंपत्ति** જાણવી. શરીરમાંની ધાતુમાં બીગાડ હોય તે વખતે પ્રયોગ કરવાથી વિધાયક વિધેય ઉભયને નુકસાન છે. પોતાનો પ્રાણુ બીજાને આપવો એમાં કાંઈક હાનિ તો સ્પષ્ટજ છે (જો કે વિશ્વાધારસૂર્યપ્રેરિતપ્રાણના સતત પ્રવાહમાંથી શુદ્ધપ્રાણવાળાં માણસોના શરીરમાં આ હાનિથી થતી ખોટ સહજમાં તરતજ પુરાઇ જાયછે), એટલે જેને પોતાને વિશેષ પ્રાણપોષણની જરૂર છે તે બીજાને આપવા જાય તો વધારે નબળો પડેજ. વળી ક્વચિત્ પોતાનો રોગ વિધેયના શરીરને પણ લગાડી દે.

(૨) **स्थिरताः**–એ વિધાયકનો બીજો ગુણ છે. એવો દૃઢ **સંકલ્પ** જોઇએ કે બ્રહ્મા આવે તોપણ આ પ્રયોગ નિષ્ફલ થનાર નથી, ને તે પ્રયોગથી ઇચ્છેલું ફળ થયાવિના રહેનાર નથી. આ **સંકલ્પ**ની સાથે દૃઢતા પણ પાષાણ જેવી જોઇએ. પ્રયોગની વચમાં કદાપિ માથાઉપર આકાશ તુટી પડે તોપણ ભય લાગવું જોઇએ નહિ, ને પોતાનો નિશ્ચય ચળવો જોઇએ નહિ. આ બે બાબતો લક્ષમાં ન રહે અથવા એમાં જરા પણ કચાશ આવે તો વિધાયક વિધેય ઉભયનું મૃત્યુ થવાસુધીનો સમય આવે, તો વિધેયની ડાગળી છટકી જાય, કાળજું ફટકી જાય ઇત્યાદિ સામાન્ય દુઃખ ઉપજે તેનું તો કહેવું જ શું? માટે **સંકલ્પ** તથા **દૃઢતા** જેને આપણે **સ્થિરતા** કહીએ તે જેનામાં નહોય તેણે આ કામ માથે લેવું બહુ ભય ભરેલું છે; તેમ તેવા માણસના હાથમાં કોઇએ વિધેય થઈ બેસવું એપણ વિચારવાનું છે.

(૩) **समाधानः**–એ ત્રિજો ગુણછે. એના પણ બે વિભાગ સમજવા. પ્રયોગના બધા રહસ્યનું સાનુભવ જ્ઞાન ન હોય.અને કામ ઉઠાવવું એ મૂર્ખાઇ છે. અડચણ પડતાં ગભરાટ થઈ મહા સંકટ થવાનો તેથી સંભવ આવેછે. માટે પ્રયોગકુશલતા એ સમાધાનનું પ્રથમ લક્ષણ છે. જ્યારે કુશલતા ખરી હોય ત્યારે માણસને પોતાનાઉપર વિશ્વાસ અને આસ્તા રહેછે કે મારાથી આટલું બનશે; અને એમ હોયછે ત્યારે કહી તેવી **સ્થિરતા** પ્રાપ્ત થાયછે. પણ બીજી એક વાત યાદ રાખવાની છે કે જે માણસ બીજાને વશ કરવા મથેછે, તેણે પ્રથમ પો-તાને વશ રાખતાં શીખવું જોઇએ, પોતાનો મીજાજ કબજે કરી સર્વદા શાન્તચિત્ત રહેવાય ને મનની પ્રસન્નતા સચવાય એમ થવું જોઇએ. પોતાનો પ્રાણ શુદ્ધ રાખવોજ જોઇએ. નહિ તો **સ્થિરતા**નો વારે વારે ભંગ થવાનો. કુશલતા અને શાન્તિ એ બેરૂપી **સમાધાન**, સ્થિરતાને મદદ કરનારૂં છે માટે તે જેનામાં ન હોય તે વિધાયક થઇ ન શકે.

(૪) **परमार्थबुद्धिः**–એ મુખ્ય યોગ્યતા છે. બીજા સર્વેને અભાવે એટલા એજ•દઢ ગુણથી ઘણીવાર પ્રયોગવિના પણ ફલસિદ્ધિ જણાઇછે. જરા પણ સ્વાર્થનો પ્રવેશ થયો કે પ્ર-યોગ બગડેછે ને વિધાયકનો પ્રાણ પોતાની શુદ્ધિ તજીને મ-લિનતા પામી વિધેયના તનમનને બગાડેછે એટલુંજ નહિ, પણ વિધેયને ભ્રષ્ટ કરી વિધાયકને ભ્રષ્ટ કરવાને તેને પ્રેરણા કરેછે. “ભલું થાઓ” એજ પરમ બુદ્ધિથી થયેલું કાર્ય સિદ્ધ થાયછે. એ વિનાની બુદ્ધિથી કર્મ કરનાર સિદ્ધિ પા-

મતો નથી તથા થોડાજ વખતમાં ભ્રષ્ટ થઇ પોતાનું સામર્થ્ય પાણીનીપેઠે ગુમાવી દેછે.

(૫) **વેધકદૃષ્ટિઃ**–એ વિના પણ ચાલે તેમ નથી. સામા માણસને જોતાની સાથે વિંધી નાંખે એવી ભવ્ય, સ્થિર તથા કાંઇક સમય અનિમિષ રહે તેવી દૃષ્ટિ જોઇએ. દૃષ્ટિનું બાહ્યરૂપ આવું થાય એટલુંજ નહિ પણ તે દૃષ્ટિદ્વારા આખો મનોભાવ, (૨) માં કહેલી સ્થિરતા, સામા માણસના મનમાં પ્રતીત થઈ જવો જોઈએ. આવી દૃષ્ટિવિના કાર્ય સિદ્ધિ નહિ બને.

પ્રસંગે કહીએ છીએ કે દૃષ્ટિ એ પ્રાણવિનિમયનો મુખ્ય માર્ગછે. એ દ્વારાજ પ્રાણનું સત્ત્વ પ્રધાનરીતે બહાર પડેછે. જેનો પ્રાણ જેવો હોય તેવી તેની સ્વાભાવિક દૃષ્ટિ હોયછે. કોઈની દૃષ્ટિ મીઠી હોયછે એટલે તેણે જોઇ અનુમોદન કરેલાં પદાર્થ ઉપભોગ કરનારને આનંદ આપેછે, કોઇની દૃષ્ટિ કડવી હોયછે એટલે તેની તળે આવેલાં પદાર્થ દુઃખ પેદા કરેછે. **નજર** લાગવાની વાત આ ઉપર આધાર રાખેછે. એજ કારણથી દક્ષિણમાંના **તૈ**લંગીઓ જમતી વખતે પરાયા માણસનો દૃષ્ટિપાત થાળીપર થવા દેતા નથી.

૯. **વિધેયઃ**– વિધેયનામાં વિધાયકમાં કહ્યા તે ગુણોની અપેક્ષા નથી, તેનું શરીર સારૂં હો કે ન હો તેની જરૂર નથી. વિધેયનો પ્રાણ વિધાયકના પ્રાણ સંબંધે નિર્બલ રહે ત્યારેજ સારો પ્રયોગ બને એ આવશ્યકતા ઉપર લક્ષ રાખતાં, નીચે જણાવ્યા પ્રમાણે યોગ્યતા વિધેયે સવિશેષ રાખવીઃ—

(૧) વિધાયકના ઉપર, તે સારૂંજ કરશે ને કશી અડચણ નહિ કરે એવો દૃઢ વિશ્વાસ, તથા જે વિદ્યાને આધારે તે પ્રવર્તે છે તે વિદ્યાની સત્યતાઉપર પૂર્ણ આસ્તા.

(૨) પ્રયોગની વિરુદ્ધ કોઈપણ ભાવનો અનુદય; અર્થાત્ વિધાયક નિષ્ફલ થાય તો ઠીક એવી રમતની મરજી, કે વિધાયકના બલથી શરીરમાં થતા ફેરફારોની સામા થઈ તે ન થવા દેવાનો પ્રયત્ન, કે એવી કોઈ વિરુદ્ધ ભાવના ન હોવી તે. કેવલ જડવત્ વિધાયકને તાબેજ થઈ જવું.*

આ ઉપરથી સહજ ફલિત થાયછે કે કોઇ નિરંતર સમીપ રહેનાર માણસ હોય તે આપણું વિધેય જલદી થઈ શકે; વિશેષે કરી સ્ત્રી, મિત્ર કે કોઇ સ્નેહી.

૧૦. **राक्षसी विधेय:**– વિધેયને ખબર નથી હોતી, પણ એવી પ્રકૃતિ તેનામાં હોયછે કે જેથી તે વિધાયકના પ્રાણનું તત્ત્વ માત્ર ચૂશી લઇ તેને થોડા સમયમાં ખોખું કરી નાંખે. રોગીઓનો રોગ વિધાયક સાવધ ન હોય તો લઇ બેસે એટલુંજ નહિ, પણ કોઇવાર આવા વિધેયથી બહુ હાનિને પાત્ર થઇ જાય. આવાં વિધેય ક્વચિતજ મળેછે, પણ સામાન્ય રીતે સંભાળ રાખવી સારી.

---

* મારા અનુભવમાં આવાં ગુપ્ત અવળાભાવનાં રાખનારાં કેટલાંક વિધેય આવેલાં તેમાંનો એક દાખલો કહુંછું. વડોદરામાં 'આચાર્ય' નામથી જાણીતા નૃસિંહરામનું ને મારૂં આ તંત્રની ચર્ચા સંબંધે મળવું થયું હતું. મને કહે કે તમે પ્રયોગ કરો, ત્યારે મેં કહ્યું કે અત્રે કોઈ વિધેય નથી, તેનામાં આવી યોગ્યતા જોઈએ, તેવું કોઈ નથી એટલે નહિ બને. તેમના એક શિષ્યે કહ્યું કે મારા મનમાં બરાબર શ્રદ્ધાછે માટે ચાલો હું આવું. મેં તેનાપર અર્ધો કલાક મથન કર્યું પણ કાંઈ થયું નહિ, ત્યારે તેને મેં કહ્યું કે ભાઇ મારાથી કાંઇ બને એમ લાગતું નથી. તેણે જવાબ દીધો કે નજ બને, કેમ કે મને ઉંઘ આવવાની થાયછે, પણ હું દૃઢતાથી આવવા દેતોજ નથી. આવા માણસોપર કદાપિ આપણા પ્રાણ બગાડવાજ નહિ.

સોલોમન નામે પ્રસિદ્ધ વિદ્વાન્ વિષે એમ કહેવાયછે કે તે ૮૦ વર્ષનો થયો પણ સોળ સોળ વર્ષની કુમારિકાઓ પરણતો, ને પરણ્યા પછી તે તરત મરી જતી. મતલબ કે તેમને સાથે રાખતાં તે પોતાનું શરીર પોષતો અને એ બાળાઓ મરતી. બાળક તથા જવાનના શરીરમાં પ્રાણનો પ્રવાહ પ્રબળ હોયછે, ને વૃદ્ધાવસ્થામાં પેસતાં કે પેઠેલાં માણસના શરીરમાં તેની મંદતા થવા માંડેછે માટે તેવાંનો નિકટસંસર્ગ અનિષ્ટ છે. રાત્રીએ તેમને સાથે સુવા તો નજ દેવાં જોઈએ. આપણામાં પંચમહાલ વગેરે સ્થલની જીવતી ડાકેણોનું કહેવાયછે તે કોઈ આવીજ સ્વાભાવિક શક્તિવાળી નિર્ભાગિણી સ્ત્રીઓ હશે.

## દેશકાલાદિ પરચુરણ—૪.

**૧૧. देश, काल, संसर्गः**— અમુક પ્રદેશમાંજ આ પ્રયોગ થાય એમ નથી, પણ સ્થલ એવું જોઇએ કે તે કેવલ શાન્ત હોય, તથા ત્યાં પ્રયોગના અવધિ સુધી ખલલ ન પડે તેવી સગવડ હોય. વળી એ સ્થાન એવું હોય કે જ્યાં આ પ્રયોગ સિવાય બીજી કશી ક્રિયા ન બનતી હોય, અને જ્યાં વિધાયક અને તે જે વિધેય લાવે તે વિના કોઇનો કદાપિ પણ સંચાર ન હોય, તો સિદ્ધિ સત્વર થાય છે. તે સ્થલનો જે પ્રાણ તેની શુદ્ધિ રહે એ હેતુ આમ બતાવવામાં સ્પષ્ટજ છે. ધ્યાન, પૂજા સેવા ઇત્યાદિમાં સ્થલ આવાં હોય તોજ પ્રયોગો ફલેછે એ જાણીતી વાત છે. કાળવિષે પણ તેમજ છે. શાન્તસમય અનુકૂલછે. વિધાયક વિધેયની વૃત્તિઓ પ્રફુલ્લ હોય તેવા સમયમાં પ્રયોગ સિદ્ધ થાયછે. એમાટે મધુર ગાન, માદક વાદિત્રના સૂક્ષ્મસ્વર, ધૂપ, સુગંધ ઇત્યાદિ પ્રયોજવામાં આવેછે. જેમ તાનસેનના રાગ આલાપવાથી અમુક રાગપરત્વે અમુક ઋતુ આદિ અકાલે પણ ઉત્પન્ન થતાં કહેવાયછે, તેમ અમુક સ્વરોના યોગથી અમુક વૃત્તિઓ જાગ્રત થઈ અમુક રોગાદિ શમ્યાની વાતો પણ સાંભળી છે. મંત્રાદિ પ્રયોગોમાં મંત્રના સ્વરમાં ને અક્ષરોની યોજનામાં

તેવુંજ કોઇ બલ રહેછે, પણ તે બધાનું અત્રે વિવેચન થવું નથી. સામાન્ય રીતે આપણાં શાસ્ત્રોના નિયમો જોતાં વિધાયકનો પ્રાણ સૂર્ય નાડીમાં હોય, અને વિધેયનો ચંદ્ર નાડીમાં હોય તે વખત પ્રયોગસિદ્ધિનો જાણવો. તેમાં વળી તત્ત્વપરીક્ષા હોય તો સૂર્ય નાડી અને જલ, પૃથ્વી, કે અગ્નિ તત્ત્વ વિધાયકને સારૂં છે, અને ચંદ્રનાડી અને જલ કે પૃથ્વી તત્ત્વ વિધેયને સારૂં છે.* ગાન વગેરેથી નાડીઓ અને તત્ત્વોમાં ફેરફાર થઈ આવેછે માટે તે વપરાયછે પણ વાપરતાં આવડ્યું જોઇએ. સંસર્ગ એટલે ભેગું મળેલું મંડલ તે વિષે પણ વિચારવાનું છે. એમાં કોઈ એવા માણસ ન જોઇએ કે જેનામાં વિધેયને જરૂરની જે યોગ્યતા કહીછે તે થોડી ઘણી પણ ન હોય. વિધાયક કે તેની વિદ્યાથી વિરુદ્ધ બુદ્ધિવાળાં, એટલે પ્રબલ પ્રાણવાળાં માણસો વિધેયના ઉપર અસર કરી પ્રયોગને નથી થવા દેતાં, કે વિધેયને તેના પ્રાણદ્વારા બગાડી નાંખી ખરાબ કરેછે, માટે તેવાં માણસને દૂર કર્યાવિના પ્રયોગ કરવો નહિ.

વિશેષે કરી સંસર્ગ સંબંધે ખાવાપીવા તથા રહેવાની રીતિ ઉપર વિધાયક વિધેય ઉભયનું લક્ષ ખેંચીએ છીએ. અભક્ષ્યાભક્ષ્ય કરનાર, મદ્યમાંસ ખાનાર, તથા તામસી ભક્ષણ કરનાર આ કર્મમાટે બહુ રીતે નાલાયક છે. કેવલ સાત્ત્વિક આહારજ પથ્યછે. જેના શરીરમાં ધાતુ, વિષ, ઉપવિષ આદિ ભરેલાંછે, કે જેને ઉગ્ર માદક પદાર્થો સેવવાની ટેવ છે તે લોક પણ આ વિદ્યાના અધિકારી નથી. જેમનાં ગુપ્ત કે પ્રસિદ્ધ આચાર અને વૃત્તિ નઠારાંછે તે તો નાલાયક છેજ એ કહેવાની જરૂર નથી. જેઓ માદક પદાર્થ તજી, સાત્ત્વિક આહાર વિહાર ગ્રહણ કરી, અંતર્ બહિઃશુદ્ધ રહે તેને આ ક્રિયા ફલેછે. માદક પદાર્થ તથા વિષાદિ જેના ખાધામાં ગયાં હોય તેણે બુંદ પીવાનો રીવાજ રાખવો, ને વનસ્પતિમાં તાંદળજો, ગળો, ગોજિહ્વા, ભૃંગરાજ, ત્રિફલા ઈત્યાદિ સેવવાં એમ કહેછે.†

---

* સરખાવો કલમ ૩. જુઓ અનુપૂર્તિ ૩. † ગોમૂત્ર પણ વિષનો ઉતાર છે.

સર્વ કરતાં બ્રહ્મચર્ય અર્થાત્ વીર્યરક્ષણ એ આ તંત્રના પ્રયોગની સિદ્ધિ-માટે અત્યંત અપેક્ષિત છે. કહી ગયાછીએ કે વીર્ય અને પ્રાણનો સંબંધ બહુ નિકટછે; એટલે તેને જે ગુમાવેછે તે પોતાનું પરાક્રમ, બુદ્ધિ, બલ, સર્વે ગુમાવેછે. અમુક વયે સ્ત્રીપુરુષને વીર્યરક્ષા કરવી નજ ફાવે, ને કરે તો અડચણ થાય એવો જે આજ કાલ લોકપ્રવાદ છે, તે અમે સિદ્ધ રીતે ખોટો કહી શકીએ છીએ. સર્વથા વીર્યરક્ષામાંજ મોક્ષ પર્યંતની સિદ્ધિ છે. માટે ટુંકામાં તત્રમાત્રમાં કહેલો આ શ્લોક ખુબ યાદ રાખવો કે:–

परान्नेनोदरं दग्धं करौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्रीभिर्मनो दग्धं कार्यसिद्धिः कथं भवेत् ॥

અર્થ:—પરાન્ન એટલે પોતે પ્રાપ્તકરેલું નહિ એવું પારકું અન્ન, તેમજ પોતાને કુપથ્ય અને બીજા–તેવો આહાર કરનાર–ને પથ્ય એવું અન્ન, તે-નાથી જેનું ઉદર બળી જઇ નિર્વીર્ય થયુંછે, અને જેના હાથ દાન લઇ લઇને બળી જઇ પ્રયોગ સિદ્ધિમાટે અયોગ્યછે અર્થાત્ દાન લેતાં દાતાનાં પાપ ગ્રહણ કરી તેને નિવારણ કરવાનું પોતાનામાં સામર્થ્ય ન હોવાથી તે પાપનો ભોગી થઈ જે નિર્વીર્ય બન્યોછે, અને જેનું મન પરસ્ત્રીથી બળી રહ્યું છે એટલે જે વીર્યરક્ષા કરી શકયોનથી, જેણે અયોગ્ય વયે ગૃહસ્થા-શ્રમ કર્યોછે, વા તે કર્યાપછી પણ પરસ્ત્રી ઉપર જેની દૃષ્ટિ જઈ મન વિકારી રહ્યુંછે, અને વિહારનો જેને શાસ્ત્રોક્ત નિયમ નથી:— તેવા માણસને કાર્યની સિદ્ધિ કયાંથી થાય ? અધિકારનો વિષય સમાપ્ત કરતાં એટલુંજ કહીએ કે આપણા યોગશાસ્ત્રમાં **યમ**, અને **નિયમ** એ બે અંગમાં જે કહ્યુંછે તેટલું સચવાય તો બસછે.

**૧૨. अविधेयता**:– આ એક મહાયોગ્યતાછે. મ્હોટા સિદ્ધપુરુષોમાં તે પ્રબલ રૂપે હોયછે. તેઓ કોઇના વિધેય થઇ શકે એવા હોતા નથી, ઊલટા તેમના વિધાયકને વિધેય બનાવી દે તેવા સમર્થ હોયછે. સામાન્ય માણસોમાં પણ

એવી વિધાયકને વિધેય કરી નાંખવા જેવી સ્વાભાવિક પ્રબલપ્રાણજન્ય શક્તિ હોયછે. એને પણ પ્રયોગ કરતી વખતે વિચાર રાખવો, અને વિધાયકની યોગ્યતામાં જે બીજે અંકે કહીછે તે યોગ્યતા પાકી રાખવી. અવિધેયતા એ પ્રબલપ્રાણનું પરિણામ છે. પ્રાણની સર્વેએ સર્વદા પ્રબલતા જ રાખવી જોઈએ કે જેથી આ સંસારમાં પ્રવૃત્ત થતાં હજારો યોગ્યાયોગ્ય મનુષ્યના સંસર્ગમાંથી તેમના પ્રાણની અસર શરીર, મન, આત્માને લાગુ ન થઇ જાય અથવા કોઈના પ્રયોગ પણ ચાલી ન શકે. એમાટે યોગ માર્ગે કાંઇક જવાની જરૂરછે પણ તેનું અત્રે વિશેષ સ્ફોરણ કરવાનું નથી. હું અત્યારલગી કહી ગયોછું તેમાંથી બુદ્ધિમાન્ વાંચનાર વિચારશે તો રસ્તો સમજી શકશે.*

આજકાલ સુધારાવાળા 'લાવો ભૂત બતાવો' કરી તે જોવા જાયછે, ને નથી દેખતા ત્યારે ભૂત ખોટું એમ ઠરાવેછે એ તેમણે અજાણતાં પણ નિત્યના અભ્યાસથી પ્રાપ્ત કરેલી અવિધેયતાનું ફલછે; પણ તેટલાથી ભૂતનું અસ્તિત્વ સિદ્ધ થયું કે ન સિદ્ધ થયું કેમ કહી શકાય ?

**૧૩. વિશેષ સાધનઃ**-વિધાયકને ઉપયોગનાં એક બે વિશેષ સાધન કહુંછું. દૃષ્ટિને વેધક અને સ્થિર કરવાનું કહ્યું છે, તેમાટે સાધન પણ હોઇ શકેછે. યોગ જાણનારા જેને **ત્રાટક** એ નામથી જાણેછે તે મુદ્રા સાધવાથી દૃષ્ટિ આવી બનેછે. એ મુદ્રા સામાન્યરીતે કહીએ તો એવી છે કે કોઇ વસ્તુ સામે સ્થિર અને અનિમિષ નજરથી જોવાની ટેવ પાડવી. પદાર્થ

* જુઓ અનુપૂર્તિ ૩.

એવો ન હોય કે જેનાં તેજ કે ગરમીથી આંખને નુકસાન થાય, જો કે સૂર્યાદિ અવલોકન પણ આ મુદ્રાવાળા કાંઇક અભ્યાસ થયા પછી સાધી શકેછે. એક શ્વેત ભીંતઉપર કે કાગળઉપર કાળો ગોલ આકાર કરી તેના સામુ પ્રાતઃકાલમાં એકાદ કલાક નજર બાંધી બેસાય તો દૃષ્ટિ સુધરેછે, એટલુંજ નહિ, પણ બીજા ઘણા માર્ગ જડે તેવાં પરિણામ નજરે ચઢેછે. સ્ફટિકના શાલિગ્રામાદિ, તથા પારાનાં શિવલિંગાદિ રખડતા સાધુઓ વાપરેછે. દૃષ્ટિમાટે આવાં સાધન છે, તેમ સંકલ્પના ઉપયોગમાટે કેટલીક કલ્પનાની જરૂરછે. આવીરીતે કોઇ પદાર્થપર દૃષ્ટિ બાંધિને જ્યાં ચિત્ત ઠર્યું કે પછી મનમાં કોઇ સૃષ્ટિ રચવી. ભગવત્સ્વરૂપ કે કોઇ વાડી, જંગલ, પર્વત, કોઈનું ઘર ગમે તે કલ્પવું ને તેમાં તન્મય થઇ જવું, પછી તે ધારેલી આકૃતિ નજર આગળ ટકાવતાં શીખવું; તે દ્વારા પોતાનાં પરિચિત સ્થાન કલ્પી કલ્પી તેમાંના બનાવ પણ પારખવા માટે દૃઢતર ધ્યાન ખેંચતા ચાલવું. આવી કલ્પનામાં તન્મય થવાની શક્તિ એવા ઉપયોગમાં આવેછે કે ધારેલા વિધેયના કે ગમે તેના મનમાં આપણા મનની સૃષ્ટિ ઉતારી શકાયછે, તે એવીરીતે કે આપણે તન્મય થઇ, પછી પ્રબલ સંકલ્પથી સામાના મનમાં તે સૃષ્ટિ જાઓ એમ ધારીએ, તો તેમ બનેછે. પ્રખ્યાત સ્વામિનારાયણનો ધર્મ સ્થાપનાર શ્રીસહજાનંદ સ્વામી આવી મહા શક્તિ ધરાવતા હતા, ને તેમની પાસે જઇ જે દેવાદિનાં દર્શન કરવા જે માગે તેને તે દેવાદિનાં દર્શન આંખો મીચાવી, માથે હાથ

મૂકી કરાવતા. આ શક્તિ કેળવવાથી આગળ જેને અનુવૃત્તિ ક્હેવામાં આવશે તેમાં બહુ સહાય મળેછે.

## પ્રયોગ–પૂર્વરૂપ–૫.

**१४. विनिमयविधिः मार्जनः**–આટલું સિદ્ધ કર્યા પછી, પ્રયોગ કરવાને યોગ્ય થવાયછે. પણ પ્રયોગ કરવામાં પ્રથમ બહુ આવશ્યક એવા માર્જનનો યથાર્થ ઉપયોગ શીખવાની જરૂર છે. માણસનું શરીર એક ચુંબકનો કટકો હોય તેવું છે, ને તેના છેડામાંથી અર્થાત્ પગ, માથું, હાથ એ છેડામાંથી પ્રાણછાયાનો આવિર્ભાવ નિરંતર થયાં કરેછે, એ આગળ સૂચવેલું છે. **સંકલ્પના મુખ્ય ઉપયોગથી પ્રાણવિનિમય પ્રવર્તેછે** એ ધ્યાનમાં રાખતાં, હવે વિશેષમાં વિસરી જવું ન જોઇએ કે આ સંકલ્પદ્વારા ઉઠાવેલું તત્ત્વ સામાના શરીરમાં કે કોઈ ધારેલી વસ્તુમાં પ્રવેશાવવાનેમાટે આપણો હાથ એ પણ એક સબલ દ્વારછે. હાથ એટલે પ્હોંચા આગળથી આંગળીનાં ટેરવાં સુધીનો અવયવજ સમજવો આખો હાથ નહિ. હાથેલી અને હાથનું ઉપરનું પૃષ્ઠ એ બેની છાયાનો સ્વભાવ જુદો જુદો છે. જમણું અંગ પ્રબલછે, ડાબું નિર્બલ છે; જમણો હાથ પ્રબલછે, ડાબો નિર્બલ છે; બન્ને હાથેલી પ્રબલછે, પૃષ્ઠ ભાગ નિર્બલછે; જમણા હાથનાં આંગળાંનાં ટેરવાં પ્રબલછે, ડાબાનાં નિર્બલછે; શરીરનો આગલો ભાગ પ્રબલછે, પીઠ નિર્બલછે. પ્રયોગ કરવામાં હાથેલી કામ લાગેછે, પ્રયોગનું વિસર્જન કરવામાં પૃષ્ઠભાગ કામ લાગેછે. માર્જન તેથી બે

પ્રકારનાં છે, **વિધાનમાર્જન**, અને **વિસર્જનમાર્જન**. માર્જન એટલે શું તે જાણવાનું બાકીછે. તેનું રૂપ આ પ્રમાણે છે. જમણા હાથમાં જેમ કોઈ ગોલ પદાર્થ, જેવો કે અર્ધાશેરનો લાડુ, પકડ્યો હોય, ને તે પણ બહુ દાબીને નહિ પણ પોચે પોચે, તેવો હાથ કરવો એટલે હાથેલી આગળ જરા પોલાણ થઇ હાથેલી તંગ થશે, ને આંગળીઓ, આગળ તરશે. આ પ્રમાણે કરેલો હાથ, હાથેલી વિધેય તરફ રહે તથા પૃષ્ઠ વિધાયક તરફ રહે ને આંગલીઓનાં ટેરવાં બરાબર વિધેયના શરીરસામે તાકેલાં તીરની પેઠે આવીજાય. તેમ રાખવો. આંગળીઓ છુટી ન રાખતાં અડકેલીજ ર્‌હેવા દેવી, અંગુષ્ઠ છુટો ર્‌હે તે ભલે ર્‌હે. પછી વિધેયના માથા આગળ આ હાથ ધરવો ને તે સ્થલેથી ધીમે ધીમે હાથ નીચે લેઇ જવો: તે કોઇવાર છાતીએ થઇને હાથના છેડાસુધી, કોઇવાર છાતીએ થઇને ઠેઠ પેટઉપર થઇ પગના છેડાસુધી. આ બધો વખત હાથ, વિધેયશરીરને અડકવો ન જોઇએ તેમ તેનાથી બહુ દૂર પણ ર્‌હેવો ન જોઇએ, બે એક આંગળને છેટે રાખી આ પ્રમાણે કરવું. જાણે આંગળીનાં ટેરવાંમાંથી કાંઈ ઝરેછે ને તે વિધેયના શરીરમાં આપણે રેડીએ છીયે એમ આંગળીઓ તથા હાથેલીને બલ આપી તેના તરફ રાખવી. જે છેડાસુધી વિધાયકનો હાથ જાય, ને જ્યાંથી એક માર્જન પુરૂં થઈ બીજા માર્જનમાટે પાછો ફરનાર હોય ત્યાં આગળ જરા સાવધાન ર્‌હેવાનું છે. ત્યાં હાથ ન્હોચતાની સાથે તે હાથમાં કાંઇ જેમ ભરેલું હોય એમ

માની તેના છાંટા રખે પોતાના શરીરને લાગે એવી સાવધા-
નીથી હાથ પાછો ફેરવવો, તેમજ હાથમાં તે ભરેલી કલ્પિત
વસ્તુ છેક જમીનમાં પેશી ન જાય, માટે છેડો આવે કે
તરત જેમ જમીનપરથી કાંઈક નવું સાંભરી લેતા હોઇએ
તેમ હાથને કુલાંટ ખવરાવી મુઠી વાળી લેવી; ને તે મુઠી જોર-
સાથે વિધેયના માથાપર ઠાલવવી એટલે કે કાંઈ ફેંકતા હો-
ઇએ તેમ ફેંકવી (તેને અડકવું નહિ એ ધ્યાનમાં રાખવું)
ને વળી બીજું માર્જન કરવા માંડવું. હાથની વાળેલી મુઠી
પાછી લાવતાં વિધેયના શરીરપર થઇને તે ન લાવવી, પણ
એક ગોલ કુલાંટ આપણા હાથને ખવરાવી, તેના માથા-
સુધી, કહી તેમ ઠાલવવા લઇ જવી. આ ઠેકાણે હાથમાં કાંઇ
હોય એમ કલ્પવું એવું લખ્યુંછે, પણ વાસ્તવિક રીતે હાથમાં
બે વસ્તુ હોયછેઃ એક તો વિધેયનું પ્રાણતત્ત્વ અને બીજું વિ-
ધાયકનું નીકળતું તત્ત્વ. વિધેયનું તત્ત્વ વિધાયકને લાગે નહિ
માટે સંભાળવાનું છે (જુઓ કલમ ૧૦), અને વિધાયકનું
તત્ત્વ પૃથ્વીમાં પેસી વ્યર્થ ન જાય તેમાટે સંભાળ રાખવાની
છે, તેથી ઉપર પ્રમાણે સાવધાનીની આવશ્યકતા છે. વિધે-
યના શરીરપરથી હાથ ન લઇ જવામાં પણ **વિસર્જનમાર્જન**
થઇ ન જાય એમાટે સાવધ રહેવા કહ્યુંછે. આવા પ્રકારનું મા-
ર્જન કરવાની સાથે **સંકલ્પ** અસ્ખલિત દૃઢ ચાલવો જોઇએ
કે અમુક વાત થાઓ; નહિતો હજારો માર્જનથી પણ કાંઇ
વળશે નહિ. આ પ્રયોગનો આખો ખેલજ **સંકલ્પનો** છે,
બાકી કાંઇ નથી. બીજાં તો ઉપસાધનછે. વિધાયકની જે

જે યોગ્યતા કહીછે તે તે રાખવીજ ને માર્જન એ તે ઉપરાંત સાધન જાણવું. આવું માર્જન કરવાની બહુ સ્ફુર્તિ હોવી જોઇએ. એ ટેવ બરાબર પડેલી ન હોય તો પ્રયોગ નહિ બને. એવી ટેવ પ્રાપ્ત કરવા પોતાના એકાંત સ્થલમાં એ-કાદ લાકડી કે ભીંત કે ચોપડીઉપર એ પ્રમાણે માર્જન કરતાં શીખવું. આ પ્રમાણેનું માર્જન તે **વિધાનમાર્જન** કહેવાય. હવે **વિસર્જનમાર્જન** કહીએ. વિસર્જનથી વિધેયને ઉઠાડવો, અર્થાત્ વિધાયકના બલમાંથી છુટો કરવો એજ મતલબ છે. કહેલું છે કે પૃષ્ઠભાગ નિર્બલ આકર્ષણવાળો છે માટે, તે હવે, ( વિધાનમાર્જન વેળે વિધાયક તરફ રહે તેમ ધર્યો હતો તે ) વિધેયની સમાંતર લીટીપર આવીજાય એમ હાથ ધરવો; પછી જેમ ઉપરથી હેઠળ આવતા તેમ હેઠળથી ઉપર માર્જન કરવું. તે ઘણે ભાગે મુખ ને માથાઉપર કરવું, તેમ બધે શરીરે પણ કરવું, ને સંકલ્પ કરવો કે વિધેય સાવધ થઈ ઉઠી જાઓ. આ માર્જનમાં વિધાન માર્જનના સંબંધે જે સાવધાનીની વાત ક-હીછે તે નજ હોય અને નથી એ યાદ રાખવું. કેવલ અવળું માર્જન થવાનીજ જરૂરછે.

૧૫. **विनिमयना अन्यप्रकारः**—પ્રબલ સંકલ્પ એટલે ઇચ્છા, દૃષ્ટિ,(કલમ ૮), **માર્જન** એ પ્રાણના વિનિમય એટલે આપવા લેવાના પ્રસિદ્ધ માર્ગ કહ્યા. બીજાં ગુપ્ત એટલે આપ-ણને નજાણતાં પણ વિનિમય કરનારાં અગણિત દ્વાર આગળ કહી ગયો છું, પણ તે અત્રે પ્રસ્તુત નથી. પ્રખ્યાત વિધાય-કોએ પોતાના પ્રયોગની સિદ્ધિમાટે જે સાધનો વાપર્યા છે તે

જાણુવાનો અત્રે ઉદ્દેશછે. જે ત્રણ કહ્યાં તે મુખ્યછે; પણ તે ઊપરાંત બીજાં કેટલાંક છે. કોઈ વિધાયક પંચધાતુના ગોલ કટકા બનાવરાવી તે ઊપર વિધેયની દૃષ્ટિ રખાવી તેને સાધેછે. કોઇ, દર્પણુમાં વિધેયને વિધેયની પોતાનીજ દૃષ્ટિપર સંધાન કરાવી સાધેછે. પણ આ બન્ને માર્ગ હાનિકારક છે તેથી તે ન લેવા એટલું ક્હેવામાટેજ અત્રે દાખલ કર્યા છે. કોઇ નાનો દંડ વાપરેછે ને તેનાથી માર્જન કરેછે, એમાં બાધ નથી. હાથમાંનું તત્ત્વ હાથમાંથીજ બારોબાર ન જતાં તેમાં થઇને જાયછે. એક લાભ પણ એમાં થાયછે કે તે ને તે દંડ વારંવાર એકજ હાથે વપરાવાથી વિધાયકની છાયા તેમાં સંચિત થાયછે, એટલે નવા નવા પ્રયોગ વખતે વિધાયકને પોતાનું તત્ત્વ ઝાઝું ખોવું પડતું નથી. કોઈ ફુંક મારીને તત્ત્વવિનિમય કરેછે. આપણે આંખ દુખેછે ત્યારે સહજ તેમજ કરીએ છીએ. લુગડાપર જેમ મોંની ઊની વરાળ ધીમેથી મુકી તે આંખે દાબીએ છીએ, તેમ મોંમાંની વરાળ ધિમેથી વિધેયશરીરના ધારેલા ભાગપર ઝટ આરામ થાઓ એ સંકલ્પપૂર્વક વારંવાર મૂકવામાં આવેછે. આ યુક્તિ સંધાયક (જુઓ કલમ ૫) પ્રયોગમાં બહુજ કામની છે. આપણા દેશમાં એક જુનો રીવાજ હાલ તો લયભગ નાબુદ થયા જેવો મારા અનુભવમાં આવેલોછે. બાલકોને શરીરે ગુંમડાં વગેરે જેને ફ્હો ફ્હેછે તે નીકળે ત્યારે સાંજના કોઇ મસીદ આગળ લઈ જઈ ઊભાં રાખેછે. અંદરથી ઇશ્વરની બંદગી કરી શુદ્ધ બુદ્ધિમાં આવેલા મુસલમાનો પવિત્ર વૃત્તિથી બાલકના મુખ ઉપર ફુંક મારી ચાલ્યા

જાયછે, ને એમ બે ત્રણ દિવસ કરતાં ઘણીવાર આરામ પણ થાયછે. માદળીયાં, તાવીજ, મંત્રેલું પાણી, કે કોઇ મંત્રેલો પદાર્થ ખાવો પ્હેરવો, ઇત્યાદિ પ્રાણ વિનિમયનાં આપણા દેશમાં બહુ સારીરીતે જાણીતાં સાધનછે એટલે તેનું વિશેષ વર્ણન જરૂરનું નથી. ઊંજણી પણ એનોજ પ્રકારછે.

સાપ, વીછી ઉતારવા, કે ભૂત કાઢવાં તે પણ પ્રાણના બલનાજ ખેલછે. સાપ કે વીછી બુદ્ધિમાન્ જીવ નથી કે માણસનું કહ્યું માનીને ચાલતા થાય, તેમ હોય તોપણ એકવાર દીધેલું ઝેર પાછું લઇ શકે એવા દેવ તો તે હોઈજ ન શકે. છતાં મંત્રથી કોઇવાર વિષ ઉતરેછે એ પણ પ્રાણવિનિમયનો ચમત્કારછે. જેને વિષ ચઢવા લાગ્યું છે તેના પ્રાણનું તત્ત્વ બગડયુંછે, તો તે દૂર કરી, નિરોગી તત્ત્વ આપ્યું હોય તો વિષની અસર (તે વિષના બલના અને આપેલા તત્ત્વના બલના પ્રમાણમાં) ઘટે. શરીરનો સ્વભાવજ એવો છે કે કોઈ વિક્રિયાને અંદર ન રાખવી, પણ જેમ બને તેમ બ્હાર ફેંકી દેવી, એટલે આવા શરીરસ્વભાવમાં આવી મદદ મળતાં આરામ બનવો અશક્ય નથી. અલબત્ત તત્ત્વવિનિમય કરનાર જેને આપણે વિધાયક કહીએ છીએ ને સાપ ઉતારનાર તરીકે માંત્રિક કહીએ તેની વિનિમય કરવાની શુદ્ધબુદ્ધિ, અને બ્રહ્માંડ તોડી નાંખે તેવી તરત વિનિમય કરવાની પ્રબલ ઇચ્છા એ ઉપર બધો આધાર છે ને તેથીજ અમુક સાધનાવાળાજ અને અમુક જાતની પવિત્રતાવાળાજ એવા પ્રયોગ કરી શકેછે. વિષના ઉતારવામાં મુખ્ય ઉપયોગ ઉંજણીનોજ પ્રસિદ્ધ છે. કોઇ લોક વિષ ઉતરતાં સાપની પેઠે ચાલેછે, કે બોલીને જવાબ દેછે એ બધો વિધાયકની **અનુવૃત્તિ** કરાવવાની શક્તિનો તંત્ર છે તે આગળ સમજાશે.* શ્રદ્ધાદિ જે જે યોગ્યતાઓ કહીછે તે તો સર્વથા

* કોઈ પ્રેત સર્વરૂપે કરડયું હોય તે વિષયનો વિચાર જુદો છે. તેપણ તત્ત્વવિનિમયથી અસાધ્ય છે એમ તો નહિ. વિષપ્રયોગ કરતાં વધારે સરલતાથી તેને સાધી શકાય. જુઓ અનુપૂર્તિ ૧—૭.

હોવીજ જોઇએ એ ભુલવું નહિ. વળી અફીણ, સોમલ, એવાં મહાવિષ પણ પી જનારા યોગીઓની વાતો પ્રચલિત છે તે અમુકતત્ત્વચાલનથી બનતું હશે, પણ તેનો ભેદ અત્રે કહેવાનો નથી; તેમજ પ્રયોગોમાં જે મંત્ર વપરાયછે તેની શી શક્તિ છે તે કહેવું પણ અત્રે અપ્રસ્તુત છે. વિનિમયનો એક માર્ગ આપણા દેશમાં બહુ સામાન્ય છે. જેને પગચંપી અથવા સામાન્ય **ચંપી** કહેછે તે પણ એજ માર્ગછે, ને તેથી જરા નિવૃત્તિ થાયછે, તેપણ સ્વાભાવિક તત્ત્વવિનિમયને લીધે. વળી કોઈ વિધાયકો પોતાના મોંમાંનું **થુક** વિધેયને લગાડીને વિનિમય કરેછે. એ રીતિ સંધાયક પ્રયોગમાં પીડા પામતા કોઈ ભાગ કે વ્રણમાટે વપરાયછે.

૧૬. **વિધેયપરીક્ષાઃ**– જ્યારે કેવલ ચમત્કારમાટે પ્રયોગ કરવાનો હોયછે ત્યારે આ બાબત વિચારવાની જરૂર છે. **સંધાયક** પ્રયોગોમાં આ વિચાર કરવાનો છેજ નહિ. અમુક માણસ વિધેય થઈ શકશે કે નહિ તે જોવું જરૂરનું છે, કેમકે મિથ્યા તત્ત્વક્ષય કરવો અનિષ્ટ છે. આવા પ્રયોગમાં તો આપણો નિત્યનો પરિચિત વિધેય રાખવો એજ સિદ્ધિદાતા છે. જે માણસ વિધેય થવા આવે તેનો જમણો હાથ જમીનપર કે ટેબલ ઉપર ચતો પસારીને મૂકાવવો. પછી તેટલા ભાગ ઉપર વિધાયકે **વિધાનમાર્જન** કરવા માંડવું, તે પાંચ દશ મિનીટ કરવું. તેવામાં જો એ હાથમાં જરા ગરમી કે શરદી લાગવા માંડે ને અંદર કંઇ હાલતું હોય એમ ચળ આવતી લાગે તો માણસ વિધેય થવા યોગ્ય જાણવું. બીજી પણ રીતિ છે. માણસને ઉભું રાખી આંખો મીચાવી દેવી. પછી પાંચે આંગળીનો ગુચ્છ કરી, માર્જનમાં રાખવામાં આવેછે તેમ હાથેલી તંગ રાખી, તે ગુચ્છ તેની **ભ્રુકુટી** પાસે

(એક બે દોરાવા દૂર) ધરી રાખવો. બે ત્રણ મિનીટ તેમ કરી પાંચેક મિનીટસુધી તેના મોં તથા માથાપર વિધાનમાર્જન કરવું, ને પાછો ગુચ્છ લાવીને ભ્રુકુટી આગળ ધરી જાણે તે માણસને આપણા તરફ ખેંચતા હોઇએ તેમ પેલા ગુચ્છથી ખેંચવો. જો માણસ જરા નમવા લાગે તો નિ[illegible] થવા યોગ્ય સમજવો. એમજ માણુસની પાછળ ઉભા રહી બોચીઉપર કેવલ વિધાનમાર્જન કરી, પછી અંગુલીગુચ્છવડે આકર્ષી જોવાથી પણ નક્કી કરી શકાયછે.

## પ્રયોગ–ક્રિયા–૬.

૧૭. **क्रिया:**– પ્રાણવિનિમય કરતાં જુદા જુદા વિધાયક જુદી જુદી ક્રિયાઓ વાપરેછે. મારા જોવા જાણવામાં લગભગ પચાસેક આવેલીછે, પણ તે બધી જાણવી જરૂરની નથી પોતપોતાના અનુભવને સુગમ પડે તે માર્ગે વિધાયક પોતાની મેળે ગોઠવી લેછે. છતાં પ્રથમ, માર્ગે ચઢવામાટે કાંઇક સૂચનાની અપેક્ષાછે. મારા અનુભવથી સિદ્ધ કરેલી બે ચાર રીતિ અત્રે લખુંછું. એક ન ફાવે તો બીજી યોજવી, તે ન ફાવે તો ત્રીજી, તે ન ફાવે તો એકાદ બેનું મિશ્રણ બુદ્ધિથી વિચારીને કરવું. હું હંમેશાં આ પ્રમાણે કરતો:–વિધેયની યોગ્યતાનો નિશ્ચય કરી તેને યોગ્ય સૂચના (કલમ ૯) આપી, મારામાં યોગ્ય સાવધાની જાગ્રત કરી, યોગ્ય દેશકાલ સંસર્ગ વિચારી વિધેયને એક ખુરસીઉપર બેસાડવો. તેણે સુખેથી બેસવું, જરાપણ બેચેની રાખવી નહિ, અને નીરાંતે પડ્યા

રહેવું. વિધેય ખાટલામાં સુઇ રહે, કે જમીનપર ઉભો રહે, તો પણ તેમાં બાધ નથી. ક્રિયા એની એજ તેમ પણ થાય છે, ને ગાંદાં માણસને કાંઇ આપણા ધાર્યાપ્રમાણે બેસાડી શકાતાં છેજ નહિ, માટે કોઇ સ્થિતિ બાધકર્ત્તા ન જાણવી. સુખ ચેનથી પડી રહે તેવું આસન જોઇએ.*

આમ તેની વ્યવસ્થા કર્યા પછી, તેની સામે બીજી ખુરસી અર્ધાએક હાથને છેટે મૂકી તેપર બેસવું. વિધેયના પગ આપણા પગની વચમાં રાખી ખુરસી તળે લંબાવરાવી દેવા, કે તેની મરજી હોય તો વચમાં ઉભાજ રહેવા દેવા. તેને નિરાંતે ટેકો દઇ પડવા દેવો, પણ આપણે તેનીસામે ટટાર બેસવું અને પગપણ ટટાર રાખવા તથા બધી આકૃતિ તેને તરત અસર કરે તેવી ભવ્ય રાખવી. વિધેયને કહી રાખવું કે તેણે પ્રયોજકની આંખો ઉપર પોતાની દૃષ્ટિ બાંધવી ને બીજે કહીં ચિત્ત રાખવું નહિ; અને શરીરમાં જે સહજ ફેરફાર, આંખનું મીચાવું, ઉંઘ આવવી વગેરે થાય તે થવા દેવા, પણ અટકાવવા નહિ. વિધાયકે પણ મનમાં વિધેયને વશ કરવાનો દૃઢસંકલ્પ આ ક્ષણથી તે પ્રયોગના અવધિ સુધી સ્થાપી રાખવો. તે સંકલ્પપૂર્વક પોતાની વેધકદૃષ્ટિ તરતજ વિધેયની આંખ પર લગાડી દેવી. વિધેય કે વિધાયક કોઇએ દૃષ્ટિને ખેંચવાની જરૂર નથી, કે નિમિષ બંધ પાડી આંખની સ્વાભાવિક ગતિ બદલવાની જરૂર નથી. આ એક રીતે પ્રાણવિનિમય

---

* યોગરસાયણનામના ગ્રંથમાં આસનનું લક્ષણ એવુંજ આપેલું છે:–**स्थिरसुखमासनम्**

થવા માંડયો. બે સ્થાનથી વિનિમય કરવાની જરૂર રહેછે, માટે બીજો વિનિમય હાથદ્વારા કરવો. વિધેયના હાથ તેની પસારેલી ઝાંઘપર નીરાંતથી લાંબા મૂકાવવા. પછી ધીમેથી તેના અંગુષ્ઠ આપણા અંગુષ્ઠ અને તર્જની વચ્ચે કબજામાં લેવા અને આપણી બીજી આંગળીઓ તેના હાથના પૃષ્ઠ ભાગપર દબાવી દેવી. દબાણમાં કોઇ સ્થલે જોર કરવાની જરૂર નથી. આ પ્રમાણે **હાથનો યોગ કરી, ને સબલ સંકલ્પપૂર્વક વેધકદૃષ્ટિથી ભવ્ય આકૃતિએ વિધેયની દૃષ્ટિને તાકીને જોઈ રહેવી.** (કોઇ વિધેય આવા પ્રસંગમાં વિધાયકના મુખની આસપાસ કોઇ અગ્નિના જેવા કે કોઇ અન્યરંગના ઝીણા ભડકા જેવું દેખી શકેછે—કલમ. ૨ જુઓ—**છાયા.**—)આવી સ્થિતિ વિધેય વિધાયકની યોગ્યતાપ્રમાણે બે ચાર મિનીટથી દશ વીશ મિનીટસુધી રાખવી પડેછે. પણ એટલી મુદતમાં કાંઈ થાય નહિ, તો તે દિવસને માટે તો પ્રયોગ માંડી વાળવો. વળી બીજીવાર, ત્રીજીવાર, એમ લાગટ શ્રમ કરતાં એજ વિધેય હાથ કરવો હોય તો થાય; પણ એકીવારે ૧૫-૨૦ મિનીટ કરતાં વધારે મથવાની જરૂર નથી. આ પ્રમાણે કરતે કરતે વિધેયની આંખોમાં **તંદ્રા** આવવા લાગે, ને તે ફફડવા માંડી ધીમે ધીમે મીચાતી જાય તો પાછા ન હઠતાં પાંચ દશ મિનીટ વધારે રોકાઇને પણ આગળ વધવું. જ્યારે વિધેયની આંખ તદન મીચાઇ જાય ને ડોકું લથડવા લાગે ત્યારે, તેના જાણવામાં આવી તે જાગ્રત ન થઈ જાય તેમ ધીમેથી તેના હાથ આપણા હાથમાંથી છોડી દેવા, ને તે છોડી દેતાની સાથેજ આગળ

સમજાવ્યોછે તેવો અંગુલીગુચ્છ બનાવી તરતજ તેની ભ્રુકુટી અને આંખો આગળ ધરી દેવો. પછી આપણે ધીમેથી ઊભા થઇ જવું ને આપણી ખુરસી કાઢી નાંખવી. વિધેયની આંખ ઉપર ધરેલો ગુચ્છ કાયમજ રહેવો જોઇએ ને આ બધું એકાદ મિનીટમાં બનીજવું જોઇએ. ચાર પાંચ મિનીટ ગુચ્છ ધર્યાપછી મસ્તક અને મુખઉપર વિધાનમાર્જન પાંચેક મિનીટ કરવું, ને પછી પાંચ, સાત, દશ મિનીટ માથાથી પગસુધી આખે શરીરે વિધાનમાર્જન કરી લેવું. (છાતી તથા પેટઉપર ઘણું માર્જન કરવું નહિ, કેમકે તે ભાગ રુંધાઇ જાય તો અડચણ થઇ આવેછે.) આમ કર્યા પછી, વિધેયનો શ્વાસોચ્છ્વાસ તે ભરનિદ્રામાં પડયો હોય તેવો અસંકુચિત જણાય, તથા તેનાં અંગપણ નિદ્રામાં નીરાંતે અસ્ત વ્યસ્ત ઢળ્યાં હોય તેમ પડયાં લાગે, એટલે માર્જન બંધ કરી તેનો એકાદ અવયવ–હાથ–ઉચકી જોવો, ને ઉંચેથી પડતો મૂકવો, તે જો ધબ દઇને સુવેલા માણસના હાથની પેઠે નીચે પડે, કે જ્યાં ઉંચો લઇ ગયા હોઇએ ત્યાંજ તંગથઈ થોભી રહે; અથવા આંખ, પોપચાં ઉંચાં કરી જોતાં શબની આંખજેવી ફરીજઈ કોડાં થઇ ગયેલી જણાય, તો અસર પરિપૂર્ણ થઇ જાણવી.

આટલું થયાપછી વિધાયકે પ્રયોગનો અવધિ આવ્યાવિના એકક્ષણપણ પોતાની વૃત્તિની દૃઢતા તજવી નહિ, વિધેયને પોતાના લક્ષમાંથી ખસવા દેવો નહિ, ને પોતે કશો બીજો વિચાર પણ કરવો નહિ, તો તે સ્થલથી વેગળા જવાની તો વાતજ કયાં? પોતાસિવાય કોઇ માણસને વિધેયની પાસે આવવા દેવું નહિ, અર્થાત્ બેચાર હાથથીજ દૂર રાખવું, ને અડકવા તો કદાપિ નજ દેવું. જો આમાંની કોઇપણ વાતમાં ચૂક પડી તો

આગળ બતાવીશું તેમ એવો પરિણામ આવશે કે આવો પ્રયોગ કર્યામાટે પસ્તાવું પડશે, વખતે તેટલેથી પણ નહિ સરે. આ પ્રસંગે સૂચના કરી દઇએ છીએ (કારણ આગળ જણાશે) કે કોઈ વિધાયકનું જે વિધેય હોય તેને હાથમાં લેવું નહિ, તેમ આપણા વિધેયને અન્યવિધાયકને હાથ જવા સાફ મના કરવી. એક પ્રયોગ થયાપછી થોડામાં થોડાં એક બે અઠવાડીયાં સુધી આમ નજ બનવું જોઈએ. એકનું એક વિધેય એ-કજ વિધાયકના હાથમાં જેમ વધારે કેળવાય તેમ પ્રયોગની વધારે ખુબી સ્ફુરેછે, અને તેમ ન થતાં બીજાપણ પ્રયોગ કરે ને આપણે પણ કરીએ તેવું વિધેય હોય તો તેમાં ઉભયને મહા હાનિ ને ભય પ્રાપ્ત થાયછે. આ ફકરામાં લખેલા શબ્દે શબ્દ ગમે તો ગોખી પાઠ કરવા કે ગમે તો મ્હોટે અક્ષરે લખી પોતાના પ્રયોગ કરવાના સ્થાનમાં ખુલ્લા મુકી રાખવા કે કદી વિસારે ન પડે.

આ પ્રમાણે નિદ્રાવશ થયેલા વિધેયને કોઇ પાસે ન આવે તેવા એકાંત સ્થલમાં ર્‌હેવા દીધું હોય, અથવા વિધાયક પોતે પાસે શાન્ત ર્‌હેવા દે, તો લગભગ અર્ધાએક કલાકમાં તેના શરીરમાંથી બધી અસર ઉડી જશે, ને તે પોતાની મેળે જાગ્રત થવા માંડશે. પણ જો આ નિદ્રાને વધારે ગાઢ કરવાની મરજી કે જરૂર હોય, અથવા પ્રયોગને અંગે વધારે વખતસુધી અસર રાખવી હોય તો, વારંવાર બે ચાર પાંચ માર્જન કરતા ર્‌હેવું. પણ એ વાત ભુલવી નહિ કે વિધેય જરા પણ થાકી ગયાની નિશાની જણાવે, આપણી મરજીપ્ર-માણે વર્તતાં આડાઇ કરવામાંડે, મને ઊઠાડો એમ ક્‌હે, ઇત્યાદિ થાય તો તરતજ તેને જાગ્રત કરી દેવું. વધારે રાખ-વામાં સાર નહિ.

૨. આ બધો પ્રાણવિનિમયનો એક માર્ગ કહ્યો. બીજા પણ બે ત્રણ કહુંછું. કોઈ એમ કરેછે કે પ્રથમ રીતિમાં કહ્યા તેવા સુખાસને વિધેયને રાખી તેની ભ્રુકુટી ઉપર પોતાના જમણા હાથના અંગુષ્ઠથી જરા દબાણ કરી, બાકીની આંગળીઓ તેના કપાલ અને માથાના ભાગપર વેરાતી પથરાવા દેછે. પછી તેની દૃષ્ટિજોડે પ્રથમ રીતિમાં કહ્યાપ્રમાણે દૃષ્ટિ સાંધેછે. આમ થતાં તંદ્રા જણાય એટલે પ્રથમ રીતિમાં કહ્યાપ્રમાણે માર્જન આરંભેછે. આ રીતિએ પ્રયોગ કરતાં વિધાયકને ઉભું રહેવું વધારે ફાવતું આવેછે.

૩. કોઇ, પ્રથમ રીતિમાં કહ્યાપ્રમાણે સુખાસન કરાવી પછી સન્મુખ ઉભા રહેછે. વિધેયનો હાથ પોતાના હાથમાં પકડેછે તે એવી રીતે કે કનિષ્ઠિકા અને અનામિકાની વચમાં પૃષ્ઠભાગે જે રગછે તે અંગુષ્ઠ તળે સારી રીતે દબાય. પછી દૃષ્ટિ સાંધે છે; ને તંદ્રા થતાં માર્જન કરીલેછે.

૪. કોઇ, વિધેયની પીઠઉપર બોચીએથી આરંભી કરોડના ભાગને માર્જન માત્રજ કરી તંદ્રા થવા દેછે. પછી સન્મુખ થઇ જઇ પ્રથમ રીતિ પ્રમાણે માર્જન આદિ કરીલેછે. આ-રીતિએ માર્જન કરતાં જ્યારે કોઈ રોગીને પ્રાણતત્ત્વ બહુ જોરથી આપવાની જરૂર હોય, ત્યારે **અંગુષ્ઠમાર્જન** કરવાથી પણ કોઈ વિધાયકો ફાયદો ધારેછે. હાથની મુઠી વાળીદઇ અંગુષ્ઠમાત્રને લંબાવી, મુઠી ચતી રાખી અંગુષ્ઠથી કાંઇ રેડતા હોઇએ તેમ માર્જન કરતા ચાલવું એ અંગુષ્ઠમાર્જનનો પ્રકારછે.

૫. તેના તે વિધેયને જ્યારે સાધવું હોય ત્યારે પ્રથમપ્રયોગ જેટલી ને તેવા પ્રકારની મ્હેનત પડતી નથી. એક બે માર્જન કરતાંજ તેને નિદ્રા થાયછે, અથવા કેવલ **સંકલ્પમાત્રથીજ** તે નિદ્રામાં પડી જાયછે. જેમ જેમ તે વિધેય વિધાયકનો વારંવાર યોગ થતો જાય તેમ તેમ આ શક્તિ વધેછે તે એટલે સુધી કે વિધેય ગમે તેટલે દૂર હોય ત્યાંપણ વિધાયક ઘેર બેઠે,સબલ રીતે ઇચ્છે તો તે ધબ દઇને ગબડી પડેછે. આવો એક ઉત્તમ વિધાયક દરેક માણસ પાસે હોય તો મંદવાડ વખતે કેટલો કામ આવે ? ને ઉત્તમ સદ્દગુરુ હોય તો આપણા આત્માને પણ પોતાની ઇચ્છામાત્રથી મોક્ષે કાં ન મ્હોચાડે ?

## પ્રયોગ–ઉત્તરરૂપ–૭.

૧૮. **निद्राः**– પ્રયોગની કહી તે પ્રમાણેની ક્રિયા કર્યાથી પ્રથમ **તંદ્રા**, પછી નિદ્રા આવેછે. આવી નિદ્રા વખતે શરીરની ગતિ પોતાની સ્વાભાવિક સ્થિતિમાં આવી જાયછે, ને વિધેયને બહુ આરામ તથા ચેન થાયછે. માંદા માણુસોને આ નિદ્રા બહુ ઉપયોગની છે. શરીરના બાહ્ય તથા આંતર અવયવ પોતાની સ્વાભાવિક ગતિમાં પડવાથી જેમ બને તેમ જલદીથી રોગશાન્તિ થવા જાયછે, અથવા સારા માણુસને પુષ્ટિ મળવા માંડેછે. ખાધેલો ખોરાક જલદીથી પચી જાયછે, ને ઘણીવાર તંદુરસ્ત માણુસો આવી નિદ્રામાંથી જાગતાં ખાવાનું માગેછે. પ્રાણ તેની સ્વાભાવિક ગતિએ વ્હેવા લાગેછે, તેનું આવું સુખદ પરિણામ થઈ આવેછે.

૧૯. **મૂર્છાઃ**—યદ્યપિ વિધેયને માર્જન આદિ કરવા માંડયું ત્યારથીજ તે એક યંત્રવત્ બની ગયું હોયછે, અર્થાત્ બ્હારથી આવતી કોઇ પણ અસરોને મનોબલ કે શરીરબલથી સામા થવાની તેની શક્તિ. તેનો પ્રાણ વિધાયકના પ્રાણને અધીન થવાથી, કેવલ નિર્મૂલ થવા લાગી હોયછે, ને તેથીજ, વિધાયકે પોતાના દઢ મનોબલથી તેનું રક્ષણ કરવાની જરૂર હું સૂચવી ગયોછું, તથાપિ નિદ્રામાંથી મૂર્છામાં પડવા માંડતાંજ તેનામાં જો સામા થઈ શકવાનું જરાપણ બલ ( **અવિધેયતા** નો અંશ ) અવશિષ્ટ હોય તો તે કેવલ નિર્મૂલ થાયછે એમ સમજવું. મૂર્છાની સ્થિતિ થોડુંએક વધારે માર્જન કરવાથી પેદા થાયછે, પણ અહીંથી વિધાયકની જવાબદારી વધતી જાયછે તે હવે પછી જે કહીશું તે દરેક સ્થિતિએ સ્થિતિએ દશ દશ વીશ વીશ ગણી વધેછે. આપણથી અદૃશ્ય એવાં અગણિત આકર્ષણો હવામાં ઉડયાં કરેછે,* એવાં અસંખ્ય સત્ત્વ પ્રસંગ જોઇ પ્રવેશ કરવા ભમ્યાં કરેછે, તો તે બધાંથી આવી નિરાશ્રય સ્થિતિમાં પડેલા બીચારા વિધેયનું રક્ષણ કરવું એ વિધાયકની મુખ્ય ફરજ છે. આમ ન થાય તો કોઇવાર વિધેયના શરીર કે મનનું યંત્ર હંમેશને માટે ખસીજઈ તેનો આખો ભવ બગડી બેસે માટે વિધેય વિધાયક ઉભયે પ્રયોગ કરાવતાં કરતાં સાવધ રહેવું. મૂર્છાની સ્થિતિમાં એટલું ભય નથી, ખરૂં ભય **વિશ્વદૃષ્ટિ** અને **પ્રત્યગ્દૃષ્ટિ**ની અવસ્થામાં આવી પડેછે, પણ પ્રસંગે અહીંજ

---

* જુઓ અનુપૂર્તિ ૧-૭.

સૂચના કરી દીધીછે. મૂર્છા એ અત્યંત ગાઢ સુષુપ્તિછે; ને એનો મુખ્ય ઉપયોગ વાઢકાપનાં કામમાટે થાયછે. કલોરોફાર્મ વગેરે નુકસાન કારક ને ભયંકર દવા ન વાપરતાં મૂર્છામાત્રથી અસાધારણ પથરીઓ, કલકત્તામાં સરકારી ડાક્તર એસડેલે કાઢયાની વાત સરકારી દફતરોથી જાહેર થાયછે. વિધેયને વાઢકાપની અસર નથી જણાતી, તો પછી બીજી ગમે તે રીતે જાગ્રત કરવા કોઇ 'સુધરેલા' પ્રયત્ન કરે તો તે નકામોજ છે. મેં એકવાર પાંચસાત એલ. એમ. એસ ને મૂર્છામાં પાડેલા વિધેયને જાગ્રત કરવા સોંપ્યો હતો, પણ કાંઈ થઈ શક્યું ન હતું. આવે વખતે ટાંકણીઓ ખોસવી આંખમાં પીછાં ફેરવવાં, ઇત્યાદિ પાછળથી દુઃખ દે તેવી અજમાયસો દયાની ખાતર કરવાની મના કરીએ છીએ.

૨૦. **अनुवृत्तिः**–ચમત્કારમાટે તેમ શરીર કે મનના **સંધાન**-માટે આ સ્થિતિ બહુજ ઉપયોગની છે. ગઇ કલમમાં, વિધેય પોતાનું સર્વ મનોબલ તજી જડયંત્રવત્ બની જાયછે એ કહેલું છે, તે અવસ્થા વધવાથી આ અવસ્થા ખીલવા લાગેછે. પોતાનું બલ શૂન્ય, એટલે કેવલ વિધાયકના પ્રાણના બલેજ અનુવર્તન કરવાની અપેક્ષા અને વૃત્તિ. વિધાયકે પ્રથમ તો શારીરિક અનુવૃત્તિ તપાસવી. વિધેયની આંખો તો તદ્દન બંધજ હોયછે, છતાં તેની પાછળ એકાદ હાથ દૂર ઉભા રહી કાંઇ અંગચેષ્ટા કરવી, તેવીજ વિધેય કરવા માંડશે. તેના સામે રહી તેને જેમ ખેંચતા હોઇએ તેમ હાથથી, અડકયા-વિના, આકર્ષતાં તે થોડો ઘણો તણાશે. તેના હાથ ઉપર

હાથ રાખી તેને તાણીએ તો તેપણ ઉંચો થશે. એમ થયા પછી માનસિક અનુવૃત્તિ બહુ રમુજી થાયછે. પાણીનો પ્યાલો ભરીને આપીએ અને કહીએ કે લો મીઠું દૂધ છે, પી જાઓ તો બહુ ખુશીથી દૂધનો સ્વાદ અનુભવતો હોય તેમ પાણી પીએછે. કાગળના કટકા લઇ તેને ફુલ કહી આપીએ તો સુંઘીને આનંદ માનેછે. (આ ઠેકાણે જણાવવું જોઇએ કે વિધેયની ઇંદ્રિઓઃ સાંભળવાની, સુંઘવાની, બોલવાની કદિક આપણું પ્રાણબલ ઘણું લાગેલું હોવાથી સ્તબ્ધ થઇ ગઇ હોયછે; એમ થયુંછે એમ લાગે તો કાનઉપર, નાકઉપર, કે ગળા અને છાતી તથા મુખઉપર બે ત્રણ **વિસર્જનમાર્જન** કરવાથી તે તે ઇન્દ્રિયો ઉઘડશે.) અનુવૃત્તિની પૂર્ણ નિશાની એજ છે કે વિધાયકસિવાય બીજાનો શબ્દ, પછી તે નગારા જેવો હોય તોપણ, વિધેયને કાને પડી શકતો નથી, વિધાયકના પૂરા બલથી રક્ષેલા તેના મનમાં બીજાની ઇચ્છા કે વૃત્તિ ઉતરી શકતી નથી. આગળ જે કલ્પના કરવાની ટેવ (કલમ ૧૩) પાડવાનું કહી ગયાછીએ તેનો ઉપયોગ પણ અનુવૃત્તિમાં સારો થાયછે એ સમજી લેવું.

**નજરબંદીઃ**–જેને આપણા લોકો નજરબંદી કહેછે તે આવી કોઇક પ્રકારની અનુવૃત્તિનો ખેલ છે. પાસે આવેલાં એક કે વધારે માણસોના મનને પ્રાણબલથી તેઓ ન જાણે તેમપણ કબજે કરી શકાયછે, ને તેમ થયાપછી જેવી ધારે તેવી અનુવૃત્તિ કરાવી શકાય એ સ્પષ્ટજ છે. આપણે જે અવસ્થાઓનું વર્ણન કરતા આવ્યાછીએ વા કરવાના છીએ તેમાં એક થયાવિના બીજી નજ થાય એવો ઉત્તરોત્તર ક્રમ આવશ્યક નથી; એટલે નિદ્રા અને મૂર્છાવિના પણ અનુવૃત્તિ બની શકે.

**સૂચના**:-આ તો અનુવૃત્તિનો ચમત્કારપૂર્વક ઉપયોગ કહેવાયો, પણ તેનો ખરો ઉપયોગ જુદોજ છે. સામાન્ય નિયમ એવો છે કે પ્રાણવિનિમયની ક્રિયાથી નિદ્રાવશ થયા પછી જે જે અવસ્થાઓનો ઉદય થાયછે, તેમાં કરેલાં કર્મનું વિધેયને જાગ્રત થયા પછી સ્મરણ રહેતું નથી; પણ જો વિધાયક સબલ આજ્ઞા કરે કે અમુક સ્મરણ રાખવું તો તે આ અનુવૃત્તિના બલથી રહી શકેછે. એજ પ્રમાણે વિધેયને નિદ્રામાં નાંખી, પછી તેને કહ્યું હોય કે અમુક વખત પછી ઉઠજે, તો તે પોતાની મેળે તેટલા વખત પછી જાગ્રત થાયછે. તેને એમ આજ્ઞા કરી હોય કે અમુક દિવસે અમુક વખતે અમુક કરવું કે ન કરવું તો તેમ પણ તે વખત પ્રમાણે બરાબર તે વર્તેછે. તેને સમજ પડતી નથી, કારણ જણાતું નથી, પણ અમુક કરવાની કે ન કરવાની તેને ધુન ભરાઇ આવેછે, ને તેમ થાય ત્યારેજ તે ધુન શમેછે. ખરાબ વ્યસન કરવાની કે એવી કોઇ ટેવો આ પ્રમાણે ધીમે ધીમે તજાવી શકાયછે.

સૂચનાનો જે આ પ્રભાવ છે તે આમ પ્રત્યક્ષ વર્તાયો છે. પણ તેની ગુપ્ત શક્તિ કાંઈ થોડી નથી. અમુક મનોબલવાળાં માણસ આ તંત્રને જાણતાં પણ નથી હોતાં, કે જાણતાં છતાં તેનો ઉપયોગ કરતાં નથી હોતાં, છતાં તેમના સારા નઠારા વિચાર જેવા જેવા બલથી અને ઇચ્છાથી નીકળેછે, તેવા તેવા બલથી તેમના સમાગમમાં આવનારના મનને ગુપ્ત રીતે તે તે માર્ગે વાળેછે. (જુઓ કલમ ૪). મનોહર વક્તૃત્વ પણ સૂચનાનો ચમત્કાર છે.

૨૧. **વિશ્વદૃષ્ટિઃ**–આ અવસ્થા સર્વે વિધેયનામાં સ્ફુરી આવતી નથી, તેમ સર્વે વિધાયકો તે સ્ફુરાવવાને સમર્થ હોતા નથી. યોગ્ય વિધાયક વિધેયનો યોગ થઈ જતાં આ અવસ્થા સ્ફુરેછે. ઉભયની વિશુદ્ધિ, નિઃસ્વાર્થતા, અને પ્રયોગનું પુનઃપુનઃ ઘણા કાલસુધી થયાં કરવું એમાંથી આ અવસ્થા મને તો સ્ફુરી આવતી જણાઇછે, બાકી તેને ખાસ કરી પેદા કરવાનાં સાધનો મારા વાંચવા કે જાણવામાં યોગશાસ્ત્રના અભ્યાસવિના બીજાં આવ્યાં નથી. જે શરીરનો બાંધોજ કોઇ એવા પ્રકારનો હોય કે જેમાંથી 'લિંગદેહ' ઝટ જાગ્રત થઇ જુદો થઇ શકે તે શરીરપર આ અવસ્થા ઠીક સ્ફુરેછે એમ હું માનુંછું. સારે ભાગ્યે મને તેવા વિધેયનો બહુ લાંબો પરિચય પડ્યોછે એટલે આ અવસ્થાનું અવલોકન કરવાને મને જે જે પ્રસંગ મળેલાછે, તે ઉપરથી આ બધાં અનુમાન કરુંછું. કોઇવાર વિધેય પોતાનુંજ બીજું શરીર પાસે ઉભેલું જુએછે ને તેને કોઈ અન્ય સત્ત્વ ધારી ગભરાઇ ઉઠેછે, એ બનાવ આપણને એમ મનાવવાને પુરતો છે કે આ અવસ્થા કેવલ લિંગદેહમાંજ સ્ફુરેછે. જેનો સ્થૂલદેહ બહુ શિથિલ પડ્યો હોય, મંદવાડથી કે યોગસાધનથી, તેનો લિંગદેહ અત્યંત જાગ્રત રહેછે એટલે માંદાં માણુસ સંબંધે ઘણા વિધાયકોએ એમ અનુભવ્યુંછે કે તેમનામાં આ અવસ્થા જલદી ખીલી આવેછે; તે નવાઇ જેવું નથી. આટલી તકરારોથી મારે કહેવાનું એટલું છે કે જ્યારે આ અવસ્થાએ પહોંચ્યા ત્યારે સ્થૂલદેહ ઉપરથી વિધાયકનો અખત્યાર ઉઠીને સૂક્ષ્મદેહ અથવા જીવઉપર

એટલે પ્રાણતત્ત્વના ખરા પ્રદેશ ઉપર લાગુ થયો: તો સ્થૂલના ઉપર અમલ કરતાં જેટલી સાવધાની રાખવાની કહીછે તે કરતાં સૂક્ષ્મના ઉપર હાથ ઘાલતાં કેટલા ગણી તૈયારી હોવી જોઈએ ને તેમ ન હોય તો શું નુકસાન થાય* તેનો હિસાબ વિચારી અને કામ કરવું. આ અવસ્થાનું વર્ણન કરીએછીએ પણ તેટલેસુધી જવાની ભલામણ અમે કરતા નથી.

વિશ્વદૃષ્ટિ થવા માંડતાં લિંગદેહની શક્તિ પુરેપુરી આવિર્ભાવ પામવા માંડેછે; ને તેથીજ વિશ્વ એટલે સર્વ, અને દૃષ્ટિ એટલે જોવાનું સામર્થ્ય, તે બની આવેછે. આખા વિશ્વમાં વ્યાપી રહેલા સૂક્ષ્મ પ્રાણતત્ત્વની સાથે વિધેયના પ્રાણતત્ત્વનો યોગ, સ્થૂલ ઉપાધિની અડચણ દૂર થતાં, થઈ આવેછે, ને તે દ્વારા તેને સર્વ વસ્તુ દૃષ્ટિગોચર થવા લાગેછે. દેશ, કાલ, કશાની અટચણનો વિશ્વદૃષ્ટિવાળાને પ્રતિબંધ નડતો નથી. ગમે તેટલી દૂરની કે ગમે તે ભૂત કે ભવિષ્યકાલની વાત તેના સમજવામાં આવી શકેછે. વિશ્વદૃષ્ટિ એ શબ્દમાં દૃષ્ટિમાત્રનોજ અર્થ નીકળેછે, પણ બધું જોવાની તેમ બધું સાંભળવાની, બધું સુંઘવાની, બધું સમજવાની એ સર્વે ઈન્દ્રિયની શક્તિનો અર્થ દૃષ્ટિ એટલા શબ્દથી સમજી લેવો. †

વિશ્વદૃષ્ટિ થવા માંડી હશે તો વિધેય પોતાની મેળેજ બોલવા પ્રયત્ન કરતો હોય એમ હોઠ ફફડાવા માંડશે, કે પોતાની આંખોનાં પોપચાં

---

* સૂક્ષ્મદેહ બગડે: ગાંડો થાય, વિધાયકને તાબે ન રહેતો પછી વિધાયક ઉપર પણ ધસે, કે જાગ્રત થવાની નાપાડી મરી પણ જાય. (જુઓ પ્રકરણ. ૮).

† દૃષ્ટિ શબ્દનો સામાન્ય અર્થ જ્ઞાન એવો થાયછે તેદ્વારા આવો અર્થ ઘટી શકેછે.

કાંઈ જોતો હોય એમ ફફડાવા લાગશે. આવું જણાય એટલે તેને બોલતાં અડચણ પડતી હોય તો આગળ કહ્યુંછે તેમ તેના મોં તથા ગળાનો રસ્તો ખુલ્લો કરી આપવો અને તેની સાથે ધીમે ધીમે વાતચીત આરંભવી. આવા વખતમાં ઇન્દ્રિયોનાં સ્થાનપણ મેં તેમજ ઘણા વિધાયકોએ તદ્દન ફરી ગયેલાં અનુભવ્યાંછે. કાનમાં વાત કહીએ તો તે વિધેયના સાંભળવામાં આવતી નથી, પણ તેના હાથની આંગળીનાં ટેરવાં આપણા મોં આગળ લાવી વાત કરીએ, અથવા તેના પેટઆગળ વાત કરીએ તો તે ઝટ સાંભળેછે. આમ શ્રવણેન્દ્રિય સ્થાન બદલી જાયછે એટલુંજ નહિ, પણ ચક્ષુરિન્દ્રિય તો બહુધા ચમત્કારિક રીતે સ્થાન બદલ્યાવિના રહેતીજ નથી. મારો વિધેય કાંઇ વાંચવા કે જોવા આપીએ તો તરત કપાલ અને માથાની વચમાં કે છેક માથાપર કે ભ્રૂકુટીપર મુકીને વાંચી શકતો. ઘણાંએક પગતળે દબાવીને વાંચી શકેછે, કોઈ પેટે મૂકીને વાંચે કે જુએછે. આ બધી વાત વિધાયકે ધ્યાનમાં રાખી જોવું કે કયી ઇન્દ્રિય કયે સ્થાને ગઇછે, ને તેપ્રમાણે વ્યવહાર કરવો.

પ્રથમ તો વિધેયને નાની નાની વાતો પૂછવા માંડવી. હાથમાં કાંઇ પકડી રાખી પૂછવું કે કહો શું છે અથવા પ્રયોગ આરંભતા પેહેલાંજ આપણને માલુમ નહોય તેવા એકાદ બે શબ્દ કાગળપર કોઇપાસે લખી મૂકાવવા ને પછી તે કાગળ, હાલ આપણે અંદર જોયાવિનાજ, વાંચવા કહેવું. એજ પ્રમાણે નાની પેટીમાં કે પરબીડીયામાં કાંઈ સાધારણ વસ્તુ કોઇપાસે મૂકાવી રાખવી, આપણે જોવી નહિ, અને તે પેટી કે પરબીડીયું વિધેયને આપી તે વસ્તુ પારખવા કહેવું. જે પ્રયોગ થાય તેમાં પારખવા આપેલી વસ્તુ આપણે ન જાણવી એજ સારૂં છે; તેમજ કાંઇ વાત પૂછીએ તેવિષે આપણા મનમાં કાંઇ સંકલ્પ નહોય એજ સારૂં. કારણ એમ છે કે જ્યારે વિશ્વદૃષ્ટિસુધી અવાયું છે ત્યારે અનુવૃત્તિ સંપૂર્ણ હોવાની ને તે અનુવૃત્તિદ્વારા વિધેય આપણા મનની ધારણા કે સંકલ્પ પકડી લેવાનો ને કહી બતાવવાનો. યદ્યપિ પોતાના વિધાયકના કે પાસે રહી

પૂછનાર કોઇ અન્યના મનની વાત આમ પકડી શકાય એ કાંઇ થોડો ચમત્કાર નથી, તથાપિ તે વિશ્વદૃષ્ટિથી થયોછે એમ તો નજ મનાય. આ સાવચેતી ન રાખવાથી કોઈ જરૂરની વાતવિષે પૂછતાં બહુ ભુલાવામાં પડી જવા જેવું થાય; કેમ કે જેને વિશ્વદૃષ્ટિથી કહેલી સત્ય વાત ધારતા હોઇએ તે તો કેવલ કોઇના મનની કલ્પનાજ હોય એટલે સત્ય પણ હોય ને જુઠી પણ હોય. માટે વિશ્વદૃષ્ટિનો ખરો પ્રયોગ તો તેજ ગણાય કે જેમાં, અનુવૃત્તિથી જાણ્યુંછે એવી, લેશ પણ શંકા ન રહે. આવા દાખલા મારા અનુભવમાંથી કહુંછું. એક મારા મિત્ર સુરતથી, આ પ્રયોગ ચાલતો હતો તેવામાં, મળવા આવ્યા હતા, તે કહે કે આ શો ઢોંગ છે, લો હું કાંઈ લખી આપું તે વંચાવો. તેણે કાંઈ લખી મારા હાથમાં આપ્યું, ને તે મેં, જોયા વિના, મારા વિધેયને વાંચવા આપ્યું. તેણે 'ઈશ્વર સત્ય છે' એવું તે કાગળનો કટકો માથે લગાડી ફેંકી દેતાં કહ્યું, તે સાંભળી પેલા મારા મિત્ર તથા સર્વે આશ્ચર્ય પામ્યા હતા. વળી, રા. રા. મનઃસુખરામ સૂર્યરામને ઘેર જુનાગઢના દિવાન, તથા (તે વખતે) ઇડરના દિવાન રા. રા. હરિદાસ વિહારિદાસ વગેરે ઘણા સંભાવિત ગૃહસ્થો પ્રસંગવશાત્ આવ્યા હતા. તે સર્વેને મારા આ વિદ્યાના પરિચયવિષે જાણ થતાં, તેમણે મને પ્રયોગ બતાવવા આગ્રહ કર્યો. આશરે ૨૫-૩૦ નહિ માનનાર આગળ પ્રયોગ યથારુચિ નહિ થાય એમ શંકાને લીધે નામરજી છતાં પણ, મારાથી રા. રા. મનઃસુખરામભાઇની આજ્ઞાનું ઉલ્લંઘન ન થયું, અને મારે પ્રયોગ કરવા જવાની જરૂર પડી. ત્યાં ધારવા પ્રમાણે કાંઇ નજ બની શક્યું, વિધેય ફક્ત મૂર્છા સુધી જઇ શક્યો. એ મંડલમાંથી રા. રા. હરિદાસભાઈએ આ વિદ્યાની વધારે પરિપૃચ્છા કરતાં તેઓને એકલાને તટસ્થવૃત્તિ રાખી બીજે દિવસ મારે ઘેર પધારવા વિજ્ઞાપના કરવામાં આવી. તેઓ સવારમાં તે ઉપરથી પધાર્યા. પ્રયોગ કરતાં કેટલીક વિશ્વદૃષ્ટિ તથા અનુવૃત્તિ તેમજ મૂર્છાની ચમત્કૃતિ જોઈ રહ્યા પછી, તેમણે પ્રશ્ન કર્યો કે નડીઆદમાં મારા ઘરમાં મારા ભાઈ આ વખત શું કરેછે તે કહો. આનું

ઉત્તર વિધેયે કહ્યું તે તેમણે સ્મરણમાં રાખ્યું. યોગ એવો થયો કે તેજ દિવસ તેઓ નડીઆદ ગયા. જઈ તપાસ કરતાં બધી વાત મળતી આવ્યાથી, બહુ પ્રસન્નતાદર્શક શબ્દોથી પત્રદ્વારા તેમણે મને ખબર કરી. આવા ઘણા દાખલા કહી શકાય પણ આ બે પ્રસંગથી સિદ્ધ એટલું કરવાનું છે કે, એ વિશ્વદૃષ્ટિનાજ ચમત્કાર હતા, એમાં અનુવૃત્તિનો લેશ પણ હોવાનો સંભવ ન હતો. કદાપિ પ્રથમ દાખલામાં લખનાર માણસ હાજર હતો એટલો સંભવ માનીએ તોપણ બીજો દાખલો તો કેવલ ચોખોજ છે. અનુવૃત્તિનું મિશ્રણ ન થઇ જાય એવી રીતે વિશ્વદૃષ્ટિ ધીમે ધીમે ખીલાવતા જવી. પ્રથમ પાસે પાસેની, જાણવાને બહુ સરલ એવી, વાતોપર વિધેયને કેળવવો. પછી તેને જરા જરા દૂર મોકલવા માંડવો, એમ ઘણા પ્રયોગ કરી ઘણે દિવસે તેની શક્તિ ક્રમે કરી કેળવી લેવી. ઉતાવળથી કામ તદ્દન બગડી જાયછે; ને વિધેય ગપાટા મારતાં શીખેછે. વિધેયને દૂર મોકલતાં આજ્ઞા કરવી કે અમુક ઠામે જાઓ, ગયાપછી આજ્ઞા કરવી કે ત્યાં અમુક સ્થાન શોધો, પછી જે ઘર માણસ વગેરે જોવરાવવું હોય ત્યાં મોકલતા જવો. આવા ક્રમમાં તે અડચણ બતાવે કે બારણાં બંધ છે, કે અંધારૂં છે, તો તરત આપણે પ્રબલસંકલ્પથી બારણાં ઉઘડો, વા અજવાળું થાઓ, એમ ધારવું, અને વિધેયનાં પગઉપર, કે આંખઉપર, જરાક માર્જન કરી દેવું, ને આજ્ઞા કરવી કે હવે જાઓ બારણાં ખુલ્લાં છે, વા અજવાળું થયુંછે, તો તેપ્રમાણે વિધેય જઇ શકશે. ખૂબ યાદ રાખવું કે માણસો સામાન્ય રીતે જે વસ્તુ કે કામ ભયયુક્ત ધારેછે, તે વસ્તુ કે કામ તરફ વિધેયને કદાપિ પ્રેરવું નહિ. તેમજ તેને પોતાને સ્વાભાવિક અરુચિ હોય તેવા વ્યવહારમાં જવા પણ આજ્ઞા કરવી નહિ. આમ અણસમજથી કરવા જતાં મરણ સુધી નીપજ્યાનાં ઉદાહરણ પ્રસિદ્ધિમાં આવેલાં છે. પ્રસંગપ્રમાણે વિધાયકે પોતાની બુદ્ધિથી યુક્તિ પ્રયુક્તિવડે આ દશાને સ્ફુરાવવાની છે.

વળી, વિધેય આ દશામાં પડયા પછી વસ્તુસ્વરૂપને જુદીજ રીતે જુએછે એ પણ ભુલવા જેવું નથી. આપણે જે નામથી તે વસ્તુનો વ્યવહાર કરતા હોઇએ તેજ નામ તે આપતો નથી, પણ તે વસ્તુનું જુદીજ રીતે વર્ણન કરી સમજાવેછે. મેં એકવાર મુઠીમાં અર્ધો રૂપિઓ રાખી પૂછ્યું કે શું છે, તો કહે કે ધોળો ધાતુનો ગોલ કટકો છે, બહુ ચળકેછે, એકપાસ વેલા કાઢેલાછે ને કાંઇ લખ્યુંછે ને બીજી પાસ માણસનું માથું છે. તેને પૂછીએ કે તારૂં નામ શું? તો તે પણ તે કહી શકતો નથી. આ વાત અત્રે સૂચવવાનો હેતુ એમ છે કે વિધેય કંઇ કહે તે વિચારી જોયાવિના ખોટું છે એમ કહી વિધેયને નાઉમેદ ન કરવો; એકંદરે ખોટું કે ખરૂં એ વિધેયને કહેવાથી તેને ઘણી ખરાબ ટેવો પડેછે, ને તે બગડી જાયછે, તેથી તેવો રીવાજજ ન રાખવો, ખરી રીતે તો વિધાયકે, વિધેયના કહેવાની સત્યાસત્યતા તપાસતાં ઉપરની સૂચના લક્ષમાં લેવાની છે.

ચમત્કારપરત્વે કહેતાં કહી લેવા દો કે વિશ્વદૃષ્ટિથી, બધી યોગ્યતા ઠીકઠીક આવી ગઇ હોય તો, ભવિષ્ય પણ જણાયછે; જે ભાષાવગેરે વિધેયને માલુમ ન હોય તેવી ભાષાનું પુસ્તક પણ વંચાયછે, ઇત્યાદિ. ભવિષ્યસંબંધી એક ચમત્કારિક ઉદાહરણ મેં અનુભવ્યુંછે, પણ તે મારા આ વિદ્યાસંબંધી અનુભવમાં એકજ વાર એટલું એજ બન્યુંછે.* હું ૧૮૮૩ ના વર્ષમાં, આ પ્રયોગો કરતો તેવામાં, મુંબઈમાં નોકર હતો. એક પ્રયોગ સમયે વિધેયની વિશ્વદૃષ્ટિથી વિવિધ વાતો જોતા હું ને મારા એક મિત્ર રા. રા. મોહનલાલ પ્રસાદરાય બેજ જણ બેઠા હતા, તેવામાં વિધેયે

* બીજો પણ એક દાખલો બન્યો હતો. મારા એક મિત્રને કાંઈ કાર્ય સાધવાનું હતું તે લગભગ ૧૦૦–૫૦ માણસોના હાથમાં હતું, ને તેમાટે તેના સર્વ સંબંધીઓનો ભગીરથપ્રયત્ન હતો. આ સંબંધે પૂછતાં વિધેયે કહ્યું હતું કે "જાવા દો, એ વાત તો હજારોને હાથ પડીછે, કાંઈ સમજાતું નથી, થાય કે ન થાય." આ વખતે તે વાત થઇ ચુકયા જેવી હતી એટલે અમે એક બે જણે આ સાંભળ્યું હતું તે કાંઈ બોલ્યા નહિ પણ પરિણામે તે વાત નજ થઈ, બલકે હાથ આવેલી ગઈ.

મારાવિષે કહ્યું કે આજથી અમુક વર્ષે, અમુક મારો, અમુક દિવસે, ઉત્તર તરફ કોઇ દેશી રાજ્યમાં, રૂ. ૨૦૦ ના પગારથી જવું થશે. અમે પૂછ્યું કે શી નોકરીપર? તો કહેકે રેવીન્યુકમીશનર. અમને આ વાત ગપ જેવી લાગી હતી, કેમ કે તે વખત દેશી રાજ્યમાં કહીં પણ જવું થાય એવી સબલ લાગવગ કે આશાનાં કિરણ દૂર પણ અમારા ધ્યાનમાં ન હતાં. જે મિત્ર હાજર હતો તેવિના એ વાત કોઈને માલુમ ન હતી, ફક્ત મેં બેએક માસ પછી મારા એક બીજા સ્નેહી રા. રા. હરિલાલ કિરપારામ, જે હાલ મુંબઈ હાઈકોર્ટમાં વકીલ છે, તેને, મેસ્મેરિઝમની વાતના સંબંધે, કહી હતી. અમે ત્રણે એ વાત વિસરી ગયા; પણ ૧૮૮૫ માં જ્યારે અકસ્માત્ મારે ભાવનગર જવું થયું, ને તે કહેલેજ પગારે, ત્યારે અમને આ બધી વાતનું સ્મરણ થયું, અને એ રા. હરિલાલે મને તેવામાં લખ્યું કે "જો 'મેસ્મેરિઝમ'ની વિદ્યાને ખરી માનવા કોઈપણ કારણ મને મળ્યું હોય તો તે આ બનાવજ છે." અસ્તુ. પણ આપણે વિશ્વદૃષ્ટિના પ્રયોગપરત્વે આ ઉદાહરણને સૂક્ષ્મ-રીતે તપાસીએ. એમાં ચાર વાત કહેલીછેઃ ઉત્તરતરફ દેશીરાજ્યમાં જવું, અમુક મુદ્દતે, અમુક પગારે, અમુક દરજ્જે. ભાવનગર મુંબઇથી ઉત્તર તરફ ગણાય, પગાર પણ આરંભે તેટલોજ હતો, એટલે આ બે વાત તો બરાબર મળી. મુદ્દતનાં જે વર્ષ, મહિના, દિવસ કલાક કહ્યા હતા તેમાંનાં વર્ષ તો મળ્યાં, પણ મહિના વગેરે ન મળ્યાં; અને રેવિન્યુકમી-શનર થવા કહેલું, તેમ ન નીકળ્યું, પણ ત્યાંના રેવિન્યુકમીશનર મારફત ત્યાં જવું થયું એમ નીકળ્યું. ત્યારે સિદ્ધ એમ થાયછે કે વિશ્વદૃષ્ટિથી જોનારાં વિધેય, સર્વદા અક્ષરે અક્ષર ખરૂંજ જુએછે એવો ભરોસો રાખવો નહિ. ચુક થવાનાં કારણ ઘણાં હોયછેઃ વિધેયને ઉતાવળ કરી દેવાની ટેવ પડી હોય, અથવા તેની શક્તિ પૂરેપૂરી ખીલેલી ન હોય, અથવા તેને અનુમાન કરી દઇ ગપ મારવાની ટેવ પડી હોય, અથવા વિધા-યકના તેને કબજે રાખવાના બલમાં કાંઈ ખામી હોય. ખરી ભવિષ્ય

જાણવાની સિદ્ધિ તો મહાયોગીવિના કોણ ધરાવી શકે તેમ છે,* પણ આ વાતનું અત્રે બે હેતુથી પૃથક્કરણ કર્યુંછે: એક તો એ કે વિશ્વદૃષ્ટિથી વર્તેલું ભવિષ્ય સર્વાંશે ખરૂંજ હોય એમ કહી શકાતું નથી, એટલે ભવિષ્ય સંબંધે ખરી ખબર આપવાનો જે થોડો પણ સંભવ છે તે, વિધેયને ભવિષ્ય વર્તવાની ટેવમાં નાંખવાથી, તદ્દન નાશ પામી ખોટી ગપો તેને બદલે રજુ થવા માંડવાનો, ને પ્રયોગ બધો ઢોંગ થઈ પડવાનો, સંભવ ધ્યાનમાં આવે; અને બીજું કે વિધેયની આ શક્તિ કેળવવામાં કેવાં બુદ્ધિ, સંકલ્પ, દૃઢતા, અને કુશલતા તથા સાવધાની ઉપરાંત શાન્તિ અને ધીમાશ તથા ક્રમ જોઈએ છીએ, તે યથાર્થ સમજી શકાય. વિધેય પણ છેક ઠોઠ હોય તો તેનો પ્રાણ તે ખીલી ખીલીને કેટલોક ખીલે, માટે તેની યોગ્યતાવિષે પણ કાંઈક આ બધું વાંચી વિચાર કરવાનું બની શકશે.

આ પ્રમાણેનો વિશ્વદૃષ્ટિનો ચમત્કારિક ઉપયોગ ન કરતાં, ઘણા વિધાયકો તેનો ફક્ત **સંધાયક** પ્રયોગોપરત્વે ઉપયોગ કરેછે. જે પ્રખ્યાત ચિકિત્સકો પાશ્ચાત્ય દેશોમાં કેવલ પ્રાણવિનિમયથીજ રોગ મટાડવા પ્રયત્ન કરેછે, તેઓ ઘણું કરીને પોતાની પાસે વિશ્વદૃષ્ટિ સુધી કેળવાયલું એકાદ વિધેય નિરંતર રાખેછે. તે સામાન્ય બુદ્ધિવાળું હોવા ઉપરાંત શારીર, ચિકિત્સા, રોગોત્પત્તિ, તથા ઓષધિના ગુણદોષથી કાંઈક માહીત હોય તેવું હોય તો બહુ ઉપયોગી થઇ પડેછે. તેને રોગીઓના રોગની ચિકિત્સા કરવાનું, તથા તેમાટેનાં ઔષધ યોજવાનું પૂછવામાં આવેછે, ને તેપ્રમાણે કરવાથી ફાયદોજ થાયછે. આમ કરવું એ તો ધંધાવાળાનું કામ છે. અમુક રોગીઓને પ્રાણવિનિમય કરતાં વિશ્વદૃષ્ટિ પ્રાપ્ત થઇ આવેછે: વિશેષેકરી ફેફરૂં, હિસ્ટિરીઆ, વગેરે મગજ અને નાડીઓની નબળાઇથી થયેલાં દર્દવાળાંને. તેઓ, પોતાનો રોગ ક્યાં સુધી

---

* પ્રતિમનુષ્યનું ભવિષ્ય જ્યારે આ પ્રમાણે નિયત ઠરેછે, ત્યારે પુનર્જન્મનો નિષેધ કરનારા શું કહેશે !!

ચાલશે, તે રોગમાં જે તાણ વગેરે આવતાં હોય તે ફરી કયારે આવશે, ને કેમ અટકે, એ વગેરે તમામ સૂચના આપી શકેછે. એવાં દરદીઓ વિષે એમ પણ જણાયુંછે કે તેમના હાથમાં અમુક ઔષધ આપવાથી તેમને તે ઔષધની અસર થવા માંડેછે, ને તેઓ તેના ગુણાદિનું યથાર્થ વર્ણન કરી શકેછે.* તેઓ પોતાના શરીરમાં રોગ જ્યાં હોય તે સ્થાનનીરચના ને તેમાંનો બીગાડ પણ વર્ણવી શકેછે. વિશ્વદૃષ્ટિવાળાં હરેક કોઇ એ બધું કરી શકે. કોઈ વિધેયને વિશ્વદૃષ્ટિમાં લાવી પછી શરીરરચના જોઈ ક્હેવરાવી હોય તો ક્હે. એજ પ્રમાણે જાતે કે વિધેયદ્વારા વિશ્વદૃષ્ટિથી જોઈ આપણાં શારીરઆદિ શાસ્ત્રો રચાયાં હશે,એટલે તે રચનારને હાલની પેઠે મડદાં ચુંથવાની ઝાઝી જરૂર પડી નહિ હોય, અને મુવેલાં શરીરને જોવાથી મગજ વગેરે ભાગની સ્થિતિ જે હાલ સમજાતી નથી, તે તેમને તેથીજ સમજાઈ હશે. આ પ્રમાણેનો વિશ્વદૃષ્ટિનો વાસ્તવિક ઉપયોગ રોગશાન્તિપરત્વે પુણ્યકારી છે ને તેમાટે તેટલે સુધી કોઇ કુશલ વિધાયક કોઇ વિધેયને દોરી શકે તો કામનું છે. કુશલ વૈદ્યના હાથમાં આવું વિધેય હોય તો બાકીજ શી !

વિશ્વદૃષ્ટિવિષે છેવટ સૂચના કરવી જોઈએ કે વિશ્વદૃષ્ટિની સ્થિતિ ચાલતી હોય તેવામાં વિધેય થાકી ગયોછું એમ ક્હે, અથવા હવે નથી જોઈ શકતો એમ ક્હે તો તેને તરત જાગ્રત કરી દેવો. જરા પણ ઢીલ કરી તેને જેમ તેમ આગળ ધકેલવા હઠ કરવી નહિ. વળી જો વિધેય હસવા માંડે, કે આમ તેમ જોતો હોય તેમ ડોકું ફેરવી જુએ અને બીહેછે કે ખુશી થાયછે એવું જણાય, અથવા આપણે પ્રશ્ન પૂછીએ તે વખત 'રહો હું પૂછીને કહું' એમ કહી હવામાં કોઈની સાથે વાતો કરવા માંડે, એવું જણાય તો તેને તરત જાગ્રત કરી દેવો. આવું થાય તે વખતે તે વિધેય તમારા બલમાંથી છુટી જઈ કોઇ અદૃશ્યસત્ત્વના બલને તાબે થવા લાગ્યોછે એમ સમજવું;

---

* ફ્રાન્સમાં ચાલુ સાલમાંજ એ બાબત કમીશન બેઠું છે.

અને તે સત્ત્વને તાબે કરવાની વિદ્યાથી તમે અજાણ્ હોવાથી તમારે તરતજ વિધેયને ભયમાંથી મુક્ત કરી દેઇ તમારી જવાબદારી ઓછી કરી નાંખવી.

વિશ્વદૃષ્ટિનો વિષય સમાપ્ત કરતાં જાણવા જેવું છે કે આપણા દેશમાં જેને 'હાજરાત' 'હજીરાત' કે 'હજુરાત' કહેછે તે પ્રયોગ પણ આ શક્તિનોજ છે. કોઈ નાના બાળકના હાથમાં મેશનો ડાઘ પાડીને તેમાં તેને જોવરાવવામાં આવેછે, અથવા દીવાની જ્યોતમાં તેમ જોવરાવાયછે, અથવા થાળીમાં પાણી ભરીને જોવરાવેછે. સર્વેને વિશ્વદૃષ્ટિ થતી નથી, પણ જેને થાયછે, તે જુદી જુદી બનેલી વાતો કહી બતાવેછે. આ પ્રયોગનો ઉપયોગ અદ્યાપિ પણ ચોર પકડવામાટે કેટલાએક કરેછે, માટે સૂચવવાનું કે આમાં **અનુવૃત્તિ**નો અંશ સેળભેળ થવાથી કોઇ નિર્દોષ માણસ પણ માર્યો જવાનો સંભવછે, તે ઉપર પૂરો વિચાર કરવો.

૨૨. **प्रत्यग्दृष्टिः**–વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગ્દૃષ્ટિ એક બીજાને મળતાં છે. એકથી બીજાને ઓળખી જુદી પાડવાનું કામ જરા મુશ્કેલછે. વિશ્વદૃષ્ટિના પાછળના ભાગમાં જે ભય સૂચવ્યું તેવી કાંઈક અવસ્થા થવા માંડેછે તે પ્રત્યગ્દૃષ્ટિની છે. એ એની મેળેજ થઇ ઉઠેછે. એ સ્થિતિમાં કેવલ આનંદમાંજ વિધેય અસ્ત થઇ જાયછે, ને એટલું એ સ્થિતિ થવા માંડવાનું સિદ્ધ ચિન્હ છે કે વિધેય, વિધાયકની આજ્ઞાને અત્યારસુધી માનતો તે હવે ગણુકારતો નથી. પ્રત્યગ્ એટલે અંદરનું, અધ્યાત્મ, અને દૃષ્ટિ એટલે જોવું. અત્યારસુધી બાહ્યવિશ્વ જોવાની પરાગ્દૃષ્ટિ–વિશ્વદૃષ્ટિ–હતી તે બદલાઇને હવે આંતરરચના જોવાની પ્રત્યગ્દૃષ્ટિ થઈ. લિંગદેહ, બ્હારના ચમત્કાર જોતો હતો, ને વિજ્ઞાનમયકોશ જાગ્રત હતો, ત્યાંથી હવે કારણદેહમાં સર્વનો

લય થઇ આનંદમયકોશમાં પ્રાણુની સ્થિતિ થવા જાયછે, ને યોગીઓ જેને તૂર્યાવસ્થા કહેછે તેવી કોઇક સ્થિતિ અજાણુતાંજ થવા માંડેછે. આ સ્થિતિ જામી ગયા પછી તેમાંથી ઉઠવું મુશ્કેલ બલ્કે અશક્ય છે. મહાયોગીઓ તેમાં પડી પાછા જાગ્રત થાયછે એ જુદી વાત છે, પણ પ્રાણવિનિમયનો ખેલ કરનાર તો વિધેયને આટલે લાવ્યો કે પછી, મરણને ઘેર તેને પ્હોચાડી ચુક્યો એમ જાણવું, માટે આવી સ્થિતિ થવાનાં જરાપણ ચિન્હ જણાય કે વિધેયને જાગ્રત કરી દેવું. વિધેયનો જીવ પોતાની કલ્પનાપ્રમાણે ધારેલા સ્વર્ગમાં, ઇશ્વર સ્વરૂપમાં, કે કોણ જાણે કોઇ બીજા મલિન સત્ત્વના કબજામાં પણ ભરાઇ બેઠો હોયછે ત્યાંથી પાછો આવવાની ચોખી ના સુધાંત પાડેછે, ને નથી પણ આવતો, માટે આ સ્થિતિ સુધી વાત જવાજ દેવી નહિ. એનો ઉપયોગ સંસારીને કશો નથી, સમાધિ જાણનારને તે સહજસાધ્ય છે ને તેને ઉપયોગની છે. પણ પ્રાણવિનિમયના પ્રયોગમાં એવી સ્થિતિ અનાયાસેજ થઇ આવેછે માટે સાવચેતી આપીછે.

પ્રાણવિનિમયનો પ્રયોગ માંડયો ત્યાંથી આપણે છ સ્થિતિ ગણાવી ગયા. તંદ્રા, નિંદ્રા, મૂર્છા, અનુવૃત્તિ, વિશ્વદૃષ્ટિ, પ્રત્યગ્દૃષ્ટિ. હવે એમાં છેલ્લું મરણ ઉમેરો તો જણાશે કે સ્થૂલદેહને ધીમે ધીમે મંદ પાડતે પાડતે છેક અટકાવી દેવો એ પ્રાણવિનિયમના પ્રયોગોનું સ્વરૂપ છે, તેથી એ તંત્રદ્વારા પ્રયોગ કરતાં જેમ થોડે ચઢાય તેમ ભય થોડું. વાસ્તવિકરીતે વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગ્દૃષ્ટિ અથવા બધી સાતે અવસ્થા, દરેક મરનારની થાયછે;

પણ તે જોનારના જાણવામાં ક્વચિત્ આવેછે, ક્વચિત્ નથી આવતી. અર્થાત્ માણસને પ્રત્યગ્દૃષ્ટિ પછી મરણ સિવાય બીજી સ્થિતિજ નથી: એટલે સ્થૂલોપાધિને દબાવવા માંડી હોય તો એ સાતે સ્થિતિઓ થાય. યોગીઓ જે વિવિધ સાધનો કરતા કરતા સમાધિએ પ્હોચેછે, તે એક રીતે ધીમે ધીમે કૃત્રિમ મરણ પામતા પામતા મરીને પાછા આવેછે એમ કહીએ તો પણ ચાલે. એવા મહાત્મા પોતાના કબજામાં વાત રાખી શકેછે, તેથી પ્રત્યગ્દૃષ્ટિએ પ્હોચીને પણ મોતને લાત મારી પાછા ફરી શકેછે, પણ તેની કુંચી આપણા હાથમાં ક્યાંથી હોય ? *

**૨૩. प्रयोगसमाप्ति तथा अनुयोगः**—પ્રયોગ સમાપ્ત કરવો હોય, કે કરવો પડે, ત્યારે તરતજ વિસર્જનમાર્જન કહેલુંછે તે કરવું ને મનમાં દૃઢ સંકલ્પ કરવો કે વિધેય જાગ્રત થઇ સાવધ થઈ જાઓ. કેવલ સંકલ્પથીજ; સંકેત કરી રાખ્યો હોયતો તેટલાથીજ; વિધેય ઉઠે એ હું કહી ગયોછું. વિધેય, સારીપેઠે વિધાયકને પરિચિત હોયછે ત્યારે કોઇવાર તેને "ઊઠ" એટલી આજ્ઞા બે હાથે તાળી પાડી આપતાની સાથે જાગ્રત થઈ સાવધ બની જાયછે. ગમે તે રીતે ઉઠાડ્યા પછી તેને જો શરીર ભારે લાગતું હોય, કે માથું ભારે લાગતું હોય, કે આંખો ભારે લાગતી હોય, તો તે તે ભાગપર વિસર્જનમાર્જન મટતા સુધી કરવું. આંખોપર ભાર વધારે હોય તો આંખની પાંપણને આપણા હાથના અંગુઠાથી જરા ભાર દઇ ઘસવી. મુખઉપર પાણી,

* જુઓ અનુપૂર્તિ. ૨—૧.

ગુલાબજળ વગેરે છાંટવાં, તથા માથે સુગંધીદાર ઘૃત કરી રાખ્યું હોય તે ઘસવું એ પણ વિધેયને તાજું કરવા બહુ સારાં સાધનછે. પછી તેને જરાવાર નીરાંતમાં રહેવા દેવું, ને તેની મરજી થાય ત્યારે કામકાજે વળગવા દેવું. વિધાયકે આટલું થઇ રહ્યા પછીજ તેની પાસેથી ખસવું, કે તેને બીજા લોકોના સંસર્ગમાં આવવા દેવું.

પ્રયોગ ચાલતો હોય તેવામાં કોઇવાર પણ બીજા માણસનો સ્પર્શ ન થવા દેવો એ નિયમ કહેલોછે ને તેજ પાળવો. પણ તેનો અપવાદ છે; ને તે જાણી જોઇને અત્રેજ કહેવામાટે મુલતવી રાખેલોછે. વિધાયક બલવાન્ હોય ને હીંમત કરી શકતો હોય તો તેણે પોતાના વિધેયના હાથમાં કોઈપણ માણસનો હાથ આપવો ને તે માણસના મનની વાત જાણવી હોય, વા તેનો રોગ પારખવો હોય, વા તેપણ સારો વિધાયક હોય ને તેને હાથે કામ લેવું હોય, તો તે તે પ્રમાણે વિધેયને આજ્ઞા કરવી કે અમુક કરો, અને જોડેલા હાથપર તેવીજ ઇચ્છા મનમાં રાખી થોડાં વિધાન માર્જન કરી વેગળા ઉભા રહેવું. પછી પ્રશ્ન કરવા વગેરેનું કામ આ નવો માણસજ ચલાવશે. જો તે સારો વિધાયક હોય તો માર્જન આદિપણ કરવાં પડે તો તેજ કરશે. (નહિ તો મૂલ વિધાયકે કરવાં). જેમ વિધાયક વિધેયના પ્રાણના એક થવાને આપણે યોગ કહ્યોછે તેમ આને **અનુયોગ** કહીશું. કોઈ માણસનાપર પ્રાણવિનિમયના પ્રયોગની અસર તરત લાગુ ન થતી હોય તો તેને આપણા વિધેય સાથે અનુયોગ કરાવી, વિધેયને આજ્ઞા કરી હોય કે આને પ્રાણવિનિમયનું વિધાન કર, તો વિધેયને હાથે સહજમાં તેમ બની આવેછે. અનુયોગ કરવો એકંદર સારો નથી, કેવલ રોગ સંબંધે કરવો પડે તેટલોજ કરવો, બાકી નજ કરવો. રોગ સંબંધે પણ રોગીનીજ સાથે અનુયોગ કરાવવો ઠીક નથી, કેમ કે રોગનો વિનિમય થઇ વિધેયને અડચણ થવાનું ભય રહેછે. પણ તે અ-

નુયોગ વળી કોઈ જડ પદાર્થદ્વારા કરાવવો ઠીક પડેછે. એમ કરવાથી વિધેય ઉપર બલ માત્ર વિધાયકનું હોય તેમ કાયમ રૂહેછે, ને જરૂર જેટલો અનુયોગ પણ બંધાયછે. રોગીએ વાપરેલાં વસ્ત્રનો કટકો, તેના કેશ, કે તેનો લખેલો કાગળ ઇત્યાદિ કાંઈ લઇને વિધેયને આપી કહેવું કે આ માણસવિષે અમુક પરીક્ષા કરો તો તેમ બનશે.

## ભય તથા પ્રતીકાર–૮.

**૨૪. પ્રાણવિરોધઃ**–વારંવાર કહ્યુંછે કે એક વિધાયકના વિધેયને યોગ્ય વિચાર કર્યાવિના બીજા વિધાયકે હાથમાં ન લેવું, તેમજ પોતાના વિધેયને પ્રયોગસમયે અન્યનો સ્પર્શ ન થવા દેવો, કે પ્રયોગને પ્રતિકૂલ બુદ્ધિ રાખનાર માણસોને પણ પ્રયોગસ્થલમાં ન બેસવા દેવાં.* એમાંથી જે ભય આવી પડેછે તેનું સ્વરૂપ હવે બતાવુંછું. પ્રાણતત્ત્વ સર્વવ્યાપિ એકજ છે એ ખરી વાત, પરંતુ જે જે ઉપાધિમાં તે રૂહેછે તે તે ઉપાધિનાં બીજાં તત્ત્વોથી તે રંગાઇને પોતે જુદીજ વ્યક્તિ હોય તેવું બની રૂહેછે. આવું એકનું પ્રાણ તત્ત્વ જે વેળે કોઇ વિધેયમાં સ્થપાઇ બલ પામી રહ્યું હોય, તે વેળે તેમાં બીજું એટલે હોય તેથી જુદી જાતિનું તત્ત્વ ભળે તો તે બેનો વિરોધ થવા લાગે એ સ્પષ્ટજ છે. આવો વિરોધ થવાથી વિધેય, વિધાયકના કબજામાંથી નીકળી જઈ, વિધાયકની કોઇ પણ આજ્ઞા માનતું નથી, તેના ઉઠાડવાથી ઊઠતું નથી. તેનાં અંગ

* પ્રતિકૂલ બુદ્ધિવાળાં માણસ પ્રયોગસ્થાનમાં ને વિશેષે કરી વિધાયકની પુઠે બેસે કે ઉભાં રૂહે એ બહુ અનિષ્ટ છે. તેઓ એમ રૂહેવાથી પોતાના વિરુદ્ધ પ્રાણની અસર વિધાયકદ્વારા વિધેય પર્યંત સંક્રામિત કરેછે ને પ્રાણવિરોધ પેદા કરેછે.

બહુ જડ થઇ જાયછે, શરીર ખેંચાવા લાગેછે, ને વખતે તે બૂમો પણ પાડવા લાગેછે. આવું થતાં વિધાયક પણ ગભરાયછે એટલે તે ગભરાટ બેચારગણો વિધેયનામાં પણ પ્રતિબિંબિત થાયછે અને ઘણો ભયાનક ગરબડાટ પેદા થઇ ભારે ગુંચવણ ઉઠેછે. આવે પ્રસંગે વિધાયકની ધીરજ અને સ્થિરતા એજ પાર ઉતારનારાં છે. વિધાયક પત્થર જેવા મનનો હોવો જોઇએ ને તેને લેશ પણ ભય લાગતું ન જોઇએ. એવા વિધાયકે, વિધેયને કોઈ એકાંત સ્થળમાં રાખી મૂકવું ને કલાકે કલાકે વિસર્જનમાર્જન દશ પંદર મિનીટ કર્યા જવું. વિધેય ધીમે ધીમે પોતાની મેળેજ શુદ્ધિમાં આવશેઃ પણ કોઇ વાર કલાક બે કલાકથી તે બે ત્રણ દિવસ સુધી બેશુદ્ધ પડી રહે તો ગભરાવું નહિ. બીજા વિધાયકને, કે દાકતરોને કે એવા કોઇ ઉપચારને વચમાં લાવવાથી બહુ નુકસાન થાયછે માટે તેવો કશો વિચાર કરવો નહિ. વિધાયકે દૃઢતા રાખી માર્જન કરવાં, પાણી છાંટવું, તાળવે ઘી ઘસવું, ને એકાંત સાચવવું એજ બસ છે. પ્રાણનું ચંદ્રસૂર્યસ્થાન તથા તત્ત્વની ગતિ એ સમજાયાં હોય તો જે બીગાડ થયો હોય તે સુધરે તેવી સ્થિતિમાં વિધેયને સુવાડી મૂકવું એજ મુખ્ય વાત છે.

૨૫. **प्राणविग्रहः**–પ્રાણવિરોધ કરતાં વધારે વિષમ, મટાડવાને બહુ મુશ્કેલ, તથા પરિણામે ભયંકર અંતવાળી પ્રાણવિગ્રહની દશાછે. વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગ્દૃષ્ટિ એ પ્હોચતાં પ્રાણ કેવલ નિરાધાર થઇ રહેછે, ને વિધાયકના પ્રાણબલના પ્રમાણમાં તેનું રક્ષણપોષણ થાયછે એ કહેલું છે; તે ઉપરથી સમજી

શકાશે કે એ અવસ્થામાં પેસતાં પ્રાણવિગ્રહ થવાનું ભય આવેછે. જો વિધાયકનું સંકલ્પબલ ઘણું હોય તોજ એ ભયમાંથી બચાયછે, નહિ તો બહુ દુઃખ પેદા થાયછે. વિધાયકની સાવધાની, દૃઢતા, સ્થિરતા અને તે સર્વથી કરીને વિધેયના પ્રાણનો પોતાને હાથ કબજો, એટલી વાતથીજ એ ભય આવતું અટકેછે; બાકી બીજો કશો ઉપાય તે અટકાવવાનો જાણવામાં નથી, અને એટલાજમાટે આ બે સ્થિતિ સુધી સાધારણ વિધાયકોને જવાની વારંવાર ના ક્હેતો આવ્યોછું.

પ્રાણવિગ્રહ એટલે પ્રાણનું કોઇ સાથે વિગ્રહમાં પડી જવું; કોઈથી દબાઇ બેસવું, કોઇમાં લીન થઇ જવું, ઇત્યાદિ. પ્રાણતત્ત્વમાં હજારો સત્ત્વ અદૃશ્ય રીતે રખડેછે, ને તે આવા નિરાધાર પ્રાણને તરત કબજે કરેછે. એમ થવાથી વિધેયનો પ્રાણ વિધાયકના કબજામાંથી ખસી જાયછે, ને પાછો નથી આવતો (એટલે કે વિધેયનું મરણ થાયછે) એટલુંજ નહિ, પણ પાછો આવે તો કવચિત્ વિધેય મરણપર્યંત ગાંડો બની રહેછે. પ્રયોગ વખતે આવું થતાં વારંવાર એમ પણ બનેછે કે વિધેયની વૃત્તિ વકરી જાયછે, ને તે ચીસો પાડેછે, કૂદેછે, હસેછે, મારવા ધસેછે, ને વિધાયકને ગળું પકડી મારે પણ છે. આમ થતાં શું પરિણામ આવે તે કલવું મુશ્કેલછે, પણ એટલું વારંવાર ક્હેવાનું છે કે એ બધું વિધાયકના સંકલ્પબલની ન્યૂનતાથીજ પેદા થાયછે, માટે ન્યૂનબલવાળાએ એવું કામ કર્યું હોય તો તેણે પોતાનેજ, પોતા ઉપર પડતા દુઃખમાટે, આશિષ દેવાની છે. ભૂતસાધન કરતાં જેમ ઉઠી આવેલું ભૂત કબજે ન રહેતાં સા-

ધકને પણ ખાઇ જાયછે, તેવી દશા આ પ્રસંગની સમજવી. વિધેય હસવા લાગે, કબજામાંથી ખસવા લાગે, ઉંચું કે આડું અવળું જોતો હોય તેમ કરી હોઠ ફફડાવી વાતો કરવા લાગે, કે 'રહો પુછીને કહું' એમ ક્હે, અથવા ચીસો પાડે, જગાડો એમ ક્હે, ભયભીત થતો લાગે, મારવા આવવા જેવા ચાળા કરે, ટુંકામાં સામાન્ય પ્રયોગપદ્ધતિ કહી ગયા છીએ તેથી વિલક્ષણ કાંઇ પણ કરવા માંડે કે તેને વિસર્જનમાર્જનાદિ પ્રકારથી તરત જાગ્રત કરી થોડા દિવસ પ્રયોગ બંધ પાડી દેવો; પણ નિત્ય કેવલ વિસર્જનમાર્જન શુદ્ધબુદ્ધિથી કર્યા કરવું. વિધાયકે, પૂર્ણ સંકલ્પ અને દૃઢતા સહિત સ્થિરતા વિના આવા ભયસુધી જવુંજ નહિ. (જુઓ અધિકાર પ્રકરણ). વિધેય કરતાં વિધાયકનોજ આ બધી ગરબડ થવામાં દોષ છે, છતાં પણ કોઇ વિધેય તેવી પ્રકૃતિવાળાંજ હોયછે માટે સામાન્ય નિયમ એવો રાખવો સુતર છે કે જે વિધેયમાં આવી વિકૃતિ જણાય તે વિધેયને મટાડી કરી ને જતું કરવું ને ફરી હાથ ન લેવું. વિધેય ઘણી વાર તો પોતાનુંજ પ્રતિબિંબ (લિંગદેહ) પોતાની સમીપ જોઇ શકેછે ને ડરેછે, અથવા કોઇ બીજાજ સત્ત્વને કબજે પડી જાયછે; પણ જે સત્ત્વોથી આવે પ્રસંગે તેનો પ્રાણ આકર્ષાયછે તે જુદાજ તંત્રનો વિષય છે એટલે તે માટે જે સૂચનાઓ આપીછે તે ઉપરાંત અત્રે કાંઇ કહી શકાતું નથી.*

પ્રત્યગ્દૃષ્ટિમાં પડેલો પ્રાણ આટલું બધું તોફાન કરતો નથી, પણ વિધાયકના કબજામાંથી ખસી જઇ આનંદમાં મગ્ન થઈ ર્હેછે, ને પાછો

---

* જુઓ અનુપૂર્તિ ૧ (૭)

આવવા ના પાડેછે. તેવી વખતે બહુ જબરા સંકલ્પની જરૂર છે. પાષાણને પણ ખેંચી લાવે તેવું સંકલ્પબલ જોઇએ ને આસમાન તુટી પડતાં પણ ન ડગે તેવાં દૃઢતા ને ધીરજ જોઇએ, તે બધાં સહિત, વિધાયકે, જેમ કોઇ ચઢેલા પતંગનો દોર તાણી પતંગને નીચે લાવતા હોઇએ તેમ, પોતાના હાથથી વિધેયના પ્રાણને બ્હારથી આકર્ષી અંદર ઘાલવા પ્રયત્ન કરવો; ને વિધેયને જાગ્રત કરતા જવું.

વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગ્દૃષ્ટિમાં પડેલાં વિધેયનો પ્રાણ એક પતંગ જેવો છે. જુદાં જુદાં આકર્ષણ અને સત્ત્વ, એ પતંગના દોરને તોડવા નાંખેલા બીજા પતંગોના દોર છે. મૂલ પતંગને કબજે રાખનાર જે દોર તે વિધાયકનું સંકલ્પબલ છે. જેવું તે દોરનું સામર્થ્ય તેવું બીજા દોરનું તેને કાપવાનું અસામર્થ્ય. માટે દોર પાકો રાખવો એજ સર્વ ઉપાયનો ઉપાય છે.*

## અન્યપ્રાણી તથા જડપદાર્થમાં પ્રાણાધાન.—૯

**૨૬. આધાનપ્રક્રિયાઃ**—પ્રાણાધાનથી માણુસ માણુસ ઉપર જે જે અસર કરી શકાય તે આપણે કહી. માણુસવિના બીજાં પ્રાણી પણ એજ તત્ત્વના સાધવાથી સાધી શકાયછે. નાનાં જનાવર જેવાં કે મરઘડાં, સસલાં, કબુતર, કુતરાં, બીલાડાં ઇત્યાદિ, જે જે હાથે કરી સ્પર્શ કરી શકાયછે, તેમને પાસે બેસાડી થોડીવાર દૃષ્ટિ મેળવી રાખી મૂકવાં, ને વિધાનમાર્જન દૃઢસંકલ્પ રાખી તેમના માથાથી તે પૂછડાસુધી

---

* આ બધાં ભય—પ્રાણવિરોધ તથા પ્રાણવિગ્રહ—મેં મારાં વિધેયપરત્વે સારીપેઠે અનુભવ્યાંછે ને તે ઉપરથીજ બહુ બહુ શોધ કરી અત્રે જે ઉપાય વગેરે કહ્યુંછે તે મેળવેલુંછે. મારા અનુભવમાં હું વિધેયને હાથે મરતો બચ્યોછું એટલુંજ નહિ, પણ વિધેય સહિસલામત રહ્યુંછે, પણ થોડો કાલ તેના શરીરમાં ભરાયેલું કોઈ સત્ત્વ મારાપર પણ અસર કરવા લાગ્યું હતું એ વિચિત્રતા ધ્યાનમાં લેવા જેવી છે.

કરોડના ભાગ ઉપર કરવું. એમ કરવાથી તે પ્રાણી સ્તબ્ધ થઇ જાયછે, અને ધીમે ધીમે અનુવૃત્તિ સુધી આવી જાય છે.

વાઘ, સિંહ, સર્પ આદિ વિકરાલ સત્ત્વને કેવલ સંકલ્પપૂર્વક દૃષ્ટિ મેળવવાથીજ સાધી શકાયછે. આપણામાં સામાન્યરીતે એમ કહેછે પણ ખરા કે વાઘના સામું જોઈ રહીએ તો તે ઉપર ધસી આવી શકતો નથી. વીછી, સર્પ આદિ ફુંકથી પણ તાબે થાયછે. એક પ્રખ્યાત યુરોપીય વિધાયક ગમે તેવા તોફાની ઘોડાને પણ કાનમાં કે નાકમાં ફુંક મારી સાધતો. જેમને મુંબઈમાં પ્રખ્યાત '**વિલ્સન**' સર્કસ જોવાનો પ્રસંગ આવ્યો હશે, તેમણે, પાંચ સિંહના પાંજરામાં પેસનાર હબસી, પોતાની દૃષ્ટિ નિરંતર સિંહના ઉપરજ ચોટાડી રાખતો એ ધ્યાનમાં લીધું હશેજ. દૂર બેઠેલાં પક્ષીને કેવલ સંકલ્પપૂર્વક દૃષ્ટિયોગથી સાધી શકાયછે, ને તે તરત નીચે ગબડી પડેછે. *

પણ આ બધા કરતાં વધારે ઉપયોગની વાત લુગડાં, કાગળ, પાણી ઇત્યાદિમાં પ્રાણાધાન કરવાની છે, કેમ કે તેમાં ભરી

---

* આ ઉપરથી પ્રત્યક્ષ વિચાર કરવાનું બની આવશે કે આપણા શાસ્ત્રકારો હાલતી ચાલતી વસ્તુમાત્રને પ્રાણી કહેછે તેમાં શો ભેદ રહેલોછે. પ્રાણ સર્વમાં છે. વિચાર કરશો તો જડવસ્તુ તથા વનસ્પતિમાં પણ તે સમજાઈ આવશે. તેમ હોવાથીજ વનસ્પતિના પ્રાણઉપર ગ્રહોપગ્રહના પ્રાણની અસર વિચારીને વૈદ્યકના ગ્રંથોમાં, અમુક રોગવાળા પ્રાણમાટે તે અમુક વખતે ને અમુક જાતિની લેવી એમ યોજનાઓ કરી હશે એમ લાગેછે. પ્રખ્યાત મહાત્મા **પારેસેલ્સસ** લખેછે કે વનસ્પતિની આકૃતિમાંજ તે જે રોગપર કામ લાગે તેની છાપ હોયછે. શો પ્રાણનો ખેલ! જે પ્રાણતત્ત્વથી સર્વનો જીવ નિર્વાહ પામેછે, તે કોઇની પણ પાસેથી હરણ કરવું એ કેવું ગેરવાજબી છે; ને તેમ કરવામાં 'ગાયને જીવ નથી, ને માણસને છે' એવી તકરાર બતાવવી એ કેવું આંધળાપણું છે!! જુદા જુદા પ્રાણનું સ્વરૂપ વિચારતાં માંસાહાર તજવાનાં કાંઈ કારણ પણ દૃષ્ટિમાં ઉતરશે.

રાખેલા તત્ત્વનું, બીજાને તે વસ્તુ વાપરવા આપી, તેનામાં સંક્રમણ કરાવી શકાયછે. વિધાયકે પોતાના અંગ સાથે પ્હેરી રાખેલું વસ્ત્ર કે માલા કે કાંઈ હોય તે રોગીને વાપરવા આપવાથી ફાયદો જણાયછે; તેમાંથી અસર ઉડી જતાં વળી બીજું તેવુંજ કાંઇ આપવાથી તે ફાયદો વધતો જાયછે. એજ પ્રમાણે એકાદ કાગળના કટકાને એક રાત શરીર સાથે કોઇને અમુક મટાડવાની બુદ્ધિપૂર્વક રાખ્યો હોય, ને વાપરવા આપ્યો હોય, તો વિનિમય બનેછે. આવી રીતે અંગ સાથે રાખેલી વસ્તુને લઈ, સામે મૂકી, અમુકને અમુક મટો એવા દૃઢ સંકલ્પપૂર્વક તે વસ્તુપર વિધાનમાર્જનવડે વિશેષ તત્ત્વનું આધાન કર્યું હોય, તો અસર વધારે સારી થાયછે. શુદ્ધ આચાર વિચારવાળાં માણસો આવાં પરિણામ જલદી લાવી શકેછે. એ ઉપરથી સમજાશે કે કોઇ મહાત્માના અંગનું કાંઇ—ચંદન, ફુલ, ભસ્મ ઇત્યાદિ—વાપરતાં ઘણાંને લાભ થાયછે, તેનું રહસ્ય શું છે. તિર્થાદિસ્થાનની મહત્તા પણ એવીજ છે.

પાણીને પણ એજ રીતે વાપરી શકાયછે. એક કાચના કે પીતળના પ્યાલામાં પાણી ભરી તેને એક હાથમાં મૂકી તેઉપર બીજે હાથ (ઘણું કરીને જમણો) ઢાંકી રાખવો. એમ થોડી વાર કર્યા પછી, પ્યાલાના પાણીની છેક પાસે રહે તેમ આંગળીઓનાં ટેરવાં ધરતા રહેવાં ને છેવટ માર્જન કરી પાણીમાં કાંઇ ફેંકતા હોઇએ તેમ તત્ત્વાધાન કરવું. બધો વખત અમુકને અમુક લાભ બનો એ દૃઢ સંકલ્પની તો જરૂરજ છે. આવું પાણી પીધાથી રોગીને સારી નિદ્રા આવી રોગમાં શાન્તિ પડવા લા-

ગેછે. આવી રીતે જુદાં જુદાં પદાર્થ કે પ્રાણીને તત્ત્વવિનિમય માટે વાપરવાનો વિધિ દિગ્માત્ર અત્રે દર્શાવ્યોછે, પણ યથાપ્રસંગ બુદ્ધિમાન્ વિધાયકે દેશકાલ તથા વસ્તુસ્થિતિ વિચારી યોગ્ય ઉપાય યોજવો.

દાક્તર ગ્રેગરી નામના પ્રખ્યાત લેખકના આ વિષયના ગ્રંથમાં અનુવૃત્તિ પ્રકરણમાં નાનાં જીવડાંપર પ્રાણાધાનની અસરનો બહુ રમુજી દાખલો નોંધેલો છે. એ, બી, સી, ડી, ના છવીસ અક્ષર જેટલાં ગોકળ ગાયનાં જોડકાં લેઇ દરેક અક્ષરનું એકેક એમ પ્રાણાધાન કરી રાખ્યાં. પછી છવીસ અમેરિકા મોકલી ને છવીસ ફ્રાન્સમાં રાખી. ફ્રાન્સમાં જ્યારે 'એ,' ગોકળગાય પર વિધાન થાય કે તરત અમેરિકામાંની તેને અનુવૃત્ત ગોકળગાય હાલે, તેપરથી જોનાર સમજે કે કહેવાની વાતનો પેહેલો અક્ષર 'એ,' છે. આપ્રમાણેનો તાર ચલાવેલો હતો એમ લખેલું છે. પ્રાણાધાનથી શું શું બનેછે !!

## સંધાયકપ્રાણવિનિમય—૧૦.

૨૭. **રોગોત્પત્તિઃ**—શરીરમાં રોગનું ઉત્પન્ન થવું એ વિષય જુદા જુદા શાસ્ત્રવાળાનો જુદો જુદો અભિપ્રાય છે. આ તંત્રવાળા જે ધારેછે તેજ અત્રે પ્રસ્તુત છે. રોગ એટલે શરીરના તંત્રમાં કાંઇ પણ વિક્રિયા થવી તે; અને તંત્ર બધું પ્રાણને આધીન છે, એટલે પ્રાણમાં જણાતો જે તત્ત્વ બગડ્યાનો વિકાર તેજ રોગ. આવા વિકાર સ્થૂલ દેહમાંજ જણાય એવો નિયમ નથી, લિંગદેહપર્યંત પણ તેની અસર પ્હોચી જાયછે. સ્થૂલમાત્રમાં પડેલો રોગ સુખસાધ્ય છે, અને સૂક્ષ્મ કે લિંગપર્યંત ગયેલો રોગ કષ્ટસાધ્ય, અથવા અસાધ્ય પણ છે. રોગના

સ્થાનપરત્વે વિચાર કરી બે ભેદ માન્યાછે: વ્યાધિ એટલે સ્થૂલને લાગેલો રોગ; અને આધિ એટલે લિંગને વળગેલો રોગ. ત્રિજો ભેદ ઉપાધિનો પણ આ તંત્રમાં માન્ય છે. પણ ઉપાધિનો અર્થ એવો રાખ્યોછે કે કોઈ અન્ય સત્ત્વથી પ્રાણનું વિકાર પામવું; એમાં ભૂતઆદિ વળગાડનો તથા સર્પ વીછી આદિ ઝેરનો સમાવેશ છે. પ્રાણમાં વિકૃતિ થવાથી રોગ થાયછે ત્યારે, તે પ્રાણને સ્વાભાવિક સ્થિતિમાં લાવી શકાય, અથવા સ્વાભાવિક સ્થિતિમાં હોય તેમ સચવાય, તો રોગ શાન્ત પડે, કે ઉત્પન્નજ ન થાય, એ સ્પષ્ટ છે. આ તંત્રવાળા કોઇ રોગને અસાધ્ય માની તજી દેતા નથી; અને વિશેષે કરી અસાધ્ય મનાતા રોગો પરજ વધારે પ્રયોગ કરેછે, ને તેમાં ઘણીવાર જય પામેછે.

ઉપાધિમાં જેમ વળગાડ વગેરેનો સમાવેશ કર્યો; તેમ આધિમાં માનસિક રોગજ સમાવેલા જાણવા. મન અને બુદ્ધિઆદિ અંતઃકરણના જે જે વિકાર તેને આધિ સંજ્ઞા કલ્પીછે. એ બેના મિશ્રણથી કે વ્યાધિને આધિના મિશ્રણથી થતા રોગપણ આધિમાંજ ગણીશું. ગાંડાપણું, બેભાન, શૂન્યતા નિરાશા; તેમજ મિશ્રરોગ ફેફરૂં (હીસ્ટીરિઆ), વાયુ, એવા બધા આધિમાં લેખાયછે. બીજા વ્યાધિ છે. વ્યાધિ પણ બે પ્રકારના છે: જેમાં શરીરના અવયવોનાં કર્મમાત્રમાંજ ગરબડ થઈ હોય તેવા તાવ, ચુંક, સંધિવા, ઇત્યાદિ; અને જેમાં કોઈ અવયવ નાબુદ થવાથી અડચણ થઇ હોય તેવા, હાડગંભીર, નઠારાં વ્રણ, ઇત્યાદિ. એક પ્રકારને આપણે આગંતુક વ્યાધિ

કહીએ, ને બીજાને નિત્ય કહીએ. આ વ્યવસ્થા વૈદ્યકશાસ્ત્ર-પ્રમાણે હો વા નહો, પણ આપણે હવે જે કહેવાનું છે તે માટે લક્ષમાં રાખવાને પૂરતી છે. આધિ તથા ઉપાધિ અને આગંતુક વ્યાધિ એ પ્રાણવિનિમયથી સુસાધ્યછે; અને નિત્યવ્યાધિ પ્રાણ-વિનિમયને પૂરેપૂરા તાબે નથી, જો કે તેમાં પણ જરા શાન્તિ વળે એટલો સંભવછે. નાડીતંત્રના બગડવાથી થતી માનસિક ગરબડવાળા રોગ, તથા તાવ, સંધિવા એવા રોગ પ્રાણવિનિ-મય કરવાથી ટળેછે; ગયેલા અવયવોને લીધે થયેલા છેવટના ક્ષયવગેરે રોગ તેમ મટતા નથી, ગયેલાં હાડ કે અંગો ફરી આવતાં નથી. નઠારાં વ્રણ વગેરેને અંગુર આવવામાં પ્રાણા-ધાન સારી મદદ કરેછે, પણ તે જરૂર મટેજ એવો નિશ્ચય જણાવવામાં નથી આવતો.

નિદ્રા ન આવતી હોય તેવામાં, અથવા પીડા પામતા કોઇ શરીરના ભાગમાં (જેમ કે માથું દુખવું, કળતર થવુંઇત્યાદિ) પ્રાણાધાન બહુ ફાયદો કરેછે. બહેરાપણું, તોતડાપણું ઇત્યા-દિપણ આગંતુક કારણોથી થયાં હોયછે તો જલદી મટી જાયછે. રોગની ઉત્પત્તિ તથા તેના શમનનો પ્રકાર એ વિષે સંપૂર્ણ વિવેચન કરવાનું આ સ્થલ નથી, એને માટે બીજા તેજ વિષ-યના ગ્રંથો વાંચવા જોઇએ. સામાન્ય નિયમો લક્ષમાં આણવા-માટે અત્રે આટલી સૂચનાઓ કરીછે તે પૂરતી છે.

પ્રાણવિનિમયથી રોગને શમાવવા પ્રયત્ન કરતાં ઔષધ નજ વાપરવાં એમ નથી; ઉલટું ઔષધને પણ પ્રાણાધાન કરી વાપર્યું હોય તો બહુ ગુણ આપેછે: એટલે ઉભય સાથે ચાલતાં હોય તો હરકત ન સમજવી.

પ્રાણવિનિમયના રોગશાન્ત્યર્થ પ્રયોગોમાં વિધાયકના તનમનની શુદ્ધિ, સંકલ્પની દૃઢતા, નિઃસ્વાર્થ પરમાર્થ બુદ્ધિ, અને વિધેયની દૃઢ આસ્તા, એજ મુખ્ય જરૂરનાં છે. જેમ બને તેમ વિધેયની આસ્તા વધે, તથા તેને જલદી મટશે એવો તેના મનમાં ભરોસો ઉમેરાતો જાય, તેવી રીતિ કૃતિ વિધાયકે આદરવી. વિધેયને જેમ દૃઢ આશા થતી જાય, અર્થાત્ તેનામાં કહી ગયા છીએ તેવી **અવિધેયતા** પ્રાપ્ત થાય એવી **પ્રબલ** પ્રાણશક્તિ વધવા માંડે, તેમ ફાયદો સમજવો. તત્ત્વમાં બિગાડ થવાથી થયેલા રોગને સર્વવ્યાપિ મહત્તત્ત્વ જેમ તેમ પણ દૂર કાઢવા મથતુંજ રહેછે, તેમાં આવા પ્રકારની સહાય થઇ જાય એજ ઉદ્દેશ રાખવો, એટલે આરામ થવામાં વાર લાગશે નહિ. વળી રોગીની આસપાસ જે માણસો વગેરે રહેતાં હોય તેના પ્રાણનો સ્વભાવ પણ તપાસવો જોઇએ. રોગીને અનુકૂલ ન હોય તેવા પ્રાણવાળાં માણસ પાસે ન રાખવાં. આમ અનેક વિચાર કરી યુક્તિપ્રયુક્તિથી તત્ત્વનો બિગાડ સમારવા બુદ્ધિમાન્ વિધાયકે યોજના કરવાની છે. એમાટે અમુક નિયમો બાંધી આપવા કઠિન છે.

ઉપાધિ એટલે વળગાડ આદિ જે કહ્યાં તે, રોગના લક્ષણમાંથી સમજવાનાં છે. વળગાડ છે એમ સમજાય તો પ્રયોગ તેવી બુદ્ધિથી કરવાનો છે, ને ભરાયેલા સત્ત્વને દૂર કરવામાં વિધાયકની શુદ્ધતા, પરમાર્થબુદ્ધિ, અને પત્થર તોડે તેવો સંકલ્પ એનીજ અપેક્ષા છે. સર્પાદિદંશ માટેના પ્રયોગ સુપ્રસિદ્ધજછે, ને તેનું રહસ્ય, આગળ કહેવામાં આવી ગયુંછે.

**૨૮. संधायकप्रयोगः**– ચમત્કારિક પ્રયોગો વિષેના વર્ણનમાં પ્રસંગે પ્રસંગે જુદા જુદા વિષયના સંધાયક ઉપયોગ પણ લખી ગયોછું, એટલે તે, અત્રે ફરી ગણાવવાની જરૂર નથી. માર્જનોના પ્રકાર, તથા તત્ત્વવિનિમયનાં જુદાં જુદાં સાધન એ સર્વે કહી ગયોછું.

સંધાયક પ્રયોગોમાં ફુંક, તથા થુંક, અને માર્જન, ચંપી

વગેરે સારાં કામ લાગેછે. જે ભાગ કળતો હોય તે ભાગપર ફુંક મૂકયાં કરવાથી આરામ લાગેછે; બળેલા, કે કપાયલા ભાગ વગેરેમાં થુંકનો પણ ઉપયોગ શાન્તિદાતા થાયછે.

માર્જન કરવામાં અહીં થોડો ફેરફાર ધ્યાનમાં લેવા જેવો છે. શરીરે હાથ ન અડે તેમ માર્જન કરવું એવો નિયમ કહ્યોછે તે સંધાયક પ્રયોગમાં આવશ્યક નથી. એમજ, માર્જન કરતાં, પાછો હાથ વાળીને માથાપર ફેંકવા જેવું કરવાનું કહેલું છે તે રોગ દૂર કરવાના પ્રયોગોમાં કરવાનું નથી. એમાં તો જાણે શરીરમાંથી કાંઇ ખેંચી લેતા હોઇએ તેમ માર્જન કરતા ચાલ્યા જવું, ને છેડે જતાંજ હાથમાં, કાંઈ ભરાયું હોય તેમ હાથ, સંભાળીને ખંખેરી નાંખવો. ખંખેરતાં સંભાળવાનું એ છે કે તે ખંખેરાયલી અદૃશ્ય વસ્તુ વિધાયકને પોતાને, કે કોઇ પાસે બેઠું હોય તેને, કે કોઇને વાપરવાની વસ્ત્રાદિક વસ્તુ હોય તેને, લાગી ન બેસે. શરીરમાં રોગની પ્રવૃત્તિ, ઉપર તરફ તથા ઉંડા ઉંડા પેસવા તરફ રહેછે, ને નિવૃત્તિ એટલે નીકળવું, ઉપરથી નીચે તથા અંદરથી બહાર એમ રહેછે, માટે રોગશાન્તિમાં, માર્જન, ઉપરથી નીચે તરફજ કરવું. એપ્રમાણે માર્જન કર્યા પછી, કેટલાંક માર્જન ફક્ત કાંઈ આપતા હોઇએ તેવી બુદ્ધિથીજ, રોગીને જલદી આરામ થાઓ એવા સંકલ્પ સહિત, કરવાં—ન હાથ ખંખેરવા, કે ન કાંઇ ફેંકવા જેવું કરવું.

માર્જન કરવાનો નિયમ ઉપરથી નીચે એમ કહ્યોછે, પણ વિષાદિ પ્રસંગે, નીચેથી ઉપર એમ ક્રમ બદલી, પેટ તથા છાતીના ભાગપર માર્જન કર્યાથી ઉલટી કરાવી શકાયછે માટે તે પણ પ્રસંગે વાપરવા ચુકવું નહિ.

બેશુદ્ધિ જેવા પ્રસંગોમાં હૃદયના ભાગપર ફુંકનો પ્રયોગ કરવો.

આવી રીતે માર્જનાદિ કેટલા વખતસુધી ચલાવવાં, તથા દરરોજ કેટલી વાર કરવાં એ બધું વિધાયકે વિચારી યોજના કરવી. પ્રતિ પ્રયોગવખતે પ્રયોગ પૂરો થાય કે બહુ સંભાળથી હાથને થંડા કે ગરમ પાણીથી સાફ ધોઇ નાંખવા. તે પછીથીજ બીજા રોગીને હાથ લેવો હોય તો લેવો. બીજો રોગી લેવાનો ન હોય તોપણ હાથ ધોવા ચુકવું નહિ. આવી રીતીનો આ માર્જનમાં ફરક છે તે સંપૂર્ણ લક્ષમાં રાખી વ્યવહાર કરવો. આ પ્રયોગોમાં વિસર્જનમાર્જન કરવાનું પણ નથી. રોગી નિદ્રામાં પડી જાય કે તેને એકાંતસ્થળે મૂકી ચાલ્યા જવું, ને તેને પોતાની મેળેજ જાગ્રત થવા દેવો; વચમાં કોઇ તેને અડકી પ્રાણવિરોધ પેદા ન કરે તેનો બંદોબસ્ત રાખવો.

વાઢકાપના પ્રયોગવખતે તો વિધેયને મૂર્છાસુધી લેઇ જવો, બાકી તેટલે જવાની જરૂર નથી. અમુક રોગવાળાં છેક વિશ્વદૃષ્ટિસુધી પણ સ્વતઃજ જાયછે તે કહી ગયેલોછું. જ્યાં એમ બની આવે ત્યાં, રોગીની પોતાનીજ પાસે પોતાની સારવાર સંબંધે વિચાર અપાવવો, એ પણ સૂચવી ગયોછું.

જડ પદાર્થો, વસ્ત્ર, કાગળ, પાણી ઇત્યાદિદ્વારા વિનિમય કરવાની રીતિ કહી ગયા છીએ, તે પણ આવાં સ્થલોમાં કામે લગાડવી. શરીરમાત્રમાં વ્યાપેલા વ્યાધિ માટે તો વસ્ત્ર પેહેરવા આપવું કે તત્ત્વ ભરેલી કોઈ વસ્તુ હૃદય ઉપર રખાવવી,

પાણી પાવું; પણ અમુક ભાગનેજ કળતર હોય તો તેટલા ઉપર કાગળ કે વસ્ત્ર બંધાવી દેવું. તાવ જેવા પ્રસંગે પ્રસ્વેદમાટે પ્રાણાધાન કરેલું ગરમપાણી કામે લગાડવામાં આવેછે એપણ લક્ષમાં લેવા જેવી વાત છે. પંચધાતુનાં માદલીયાં, કે હાલમાં વપરાતી 'કુપર્સબેટરી' વગેરે પણ, તે તે પદાર્થની સ્વાભાવિક પ્રાણોત્પાદક શક્તિને લીધે, પ્રાણતત્ત્વને સુધારવાના રસ્તાછે. આવી રીતે યુક્તિપ્રયુક્તિ વિચારી, વિધાયકે વિનિમય કરી શાન્તિ પમાડવા મથવું.*

પ્રાણતત્ત્વના આવા ઉપયોગ કરી ઇતર માણસોના રોગની શાન્તિ કરી પરમાર્થ સાધવાનો માર્ગ શોધાયોછે. પોતે જાતેજ પોતાના પ્રાણનું ચાલન કરી જાણે તો વ્યાધિ, આધિ સર્વ, જુદાં જુદાં પ્રાણાયામાદિથી, તથા સ્વરસંધાનથી, ટાળી શકે. પ્રાણાયામનો વિષય ઘણો ગહન તથા બહુવિકટછે, ને તે યોગશાસ્ત્રના પૂર્ણ અભ્યાસવિના હાથ થાય તેવો નથી, માટે તેવિષે અત્રે કાંઇ બોલવું અપ્રસ્તુતછે. સ્વરમાટે જુઓ અનુપૂર્તિ ૩.

---

* પ્રાણવિનિમય કરતાં આપવાનો પ્રાણ ઠર્યો. હવે પ્રાણશાસ્ત્રનું યથાર્થ જ્ઞાન હોય તો રોગીનો વ્યાધિ કયું તત્ત્વ બગડવાથી ને પ્રાણ કયી નાડીમાં વહેવાથી થયોછે તે જાણી, પોતાના પ્રાણને યોગ્ય નાડીમાં લાવી, યોગ્ય તત્ત્વનો ઉઠાવ કરી વિનિમય કર્યો હોય, તો વ્યાધિ જરૂર શમે. એમજ રોગીને અમુક સ્વરાદિ ચલાવવાની યુક્તિ બતાવીને પણ તેનો રોગ મટાડાય. પણ આ વાત આપણા મહાયોગી વિના કોઈ યથાર્થ જાણતું નથી. પાશ્ચાત્ય શોધકો એટલે સુધી પહોચી શકયા નથી, એટલે સામાન્યતઃ શુદ્ધિ રાખવાની તથા પરમાર્થબુદ્ધિ રાખવાની જે તે વારેવારે ભલામણ કરવામાં આવેછે તેજ હાલ તો પૂરતીછે. એથી પણ વિધાયકના પ્રાણની સ્થિતિ વિધેયને જોઇએ તેવી અનુકૂલ થઈ બહુ ગુણ કરનારી થાયછે. વિશેષ વિચાર માટે જુઓ અનુપૂર્તિ ૩.

# અનુપૂર્તિ.

## ૧

'મેસ્મેરિઝમ'ના પ્રયોગનું સ્વરૂપ સમજાવી જતાં, પ્રાણના પ્રયોગથી તે બનેછે એમ સિદ્ધ કર્યુંછે. 'મેસ્મેરિઝમ' કરવાની જુદી જુદી રીતિ પ્રમાણે તેને જુદાં જુદાં નામ કોઇ કોઇ પાશ્ચાત્ય શોધકોએ આપ્યાંછે. 'એનિમલ મેગ્નેટિઝમ,' 'હીપ્નોટીઝમ,' 'સ્ટેટુવોલાઇઝિંગ,' 'સાઈકોલો જાઈઝિંગ,' 'ઇલેક્ટ્રીકલ સાઈકોલોજી,' 'ફેસિનેશન,' 'બાયોલોજાઈઝિંગ,' 'અનકોન્શીઅસ સિરીબ્રેશન,' ઇત્યાદિ 'મેસ્મેરિઝમ' નાંજ ન્યૂનાધિક રૂપાંતર, જુદા જુદા હેતુથી જુદાં જુદાં નામ પામેલાંછે; એટલે તે પ્રત્યેકનું પૃથગ્વિવેચન કર્યું નથી. પણ મેસ્મેરિઝમથી જરાક અન્ય પ્રકારવાળાં બીજાં કેટલાંક તંત્ર પણ પાશ્ચાત્યદેશોમાં આજકાલ પ્રચલિતછે, ને તેમનો અધ્યાત્મવિદ્યા–પ્રાણવિદ્યા–સાથે નિકટ સંબંધ છે, માટે તેમાંનાં કેટલાંકનું ટુંકામાં સ્વરૂપ કહુંછું.

**૧. सोम्नाम्ब्युलिझमः–નિદ્રા જાગરણ**–અર્થાત્ માણસનું નિદ્રામાં છતાં, ઉઠીને ફરવું, કામ કરવું, ને તેનું જાગ્યા પછી જરા પણ સ્મરણ ન રહેવું તે. આવી શક્તિ આણી આવતી નથી, પણ અમુક શરીરસ્થિતિવાળાં માણસોમાં તે સ્વાભાવિક હોયછે. એ શક્તિના પૂર્ણ અવલોકનમાંથીજ 'મેસ્મેરિઝમ'માંની વિશ્વદૃષ્ટિ આદિ વાતો ઉપર લક્ષ ખેંચાયલુંછે; તથા મૂલે 'મેસ્મેરિઝમ'ના પ્રયોગોની ઉત્પત્તિને બહુ સબળ ટેકો મળ્યો છે. માણસો સુઈ જાયછે, ઉંઘેછે, ને પછી ઉઠીને ઉભાં થઇ ફરેછે હરેછે, એટલુંજ નહિ પણ જાગતી અવસ્થામાં ન કરી શકે તેવાં વિકટ કામ બહુ સૂક્ષ્મ રીતે કરી દેછે. ગ્રંથકારોએ પોતાના ગ્રંથનાં અધુરાં રહેલાં પાનાંને પાનાં આવી સ્થિતિમાં લખ્યાં છે, કોઇ ગુંચવણવાળા પ્રશ્નના ખુ-

લાસા આવા વખતમાં ટાંકી લીધાછે, સામાન્ય કર્મકારોએ દળવા ખાંડવા કે ભરવા સીવવાનાં કામ પણ કરી લીધાં છે; અને સર્વે પાછાં સુઈ જઈ સારી રીતે ઉંઘ્યાંછે, જાગીને પોતાનાંજ કામો જોતાં તે સર્વે આશ્ચર્ય પામ્યાંછે, કોઇએ દેવની, કોઇએ ભૂતની પોતાને સહાયછે એમ કલ્પનાઓ કરીછે. આપણા લોકોમાં ઘણીએક સ્ત્રીઓને સારાં ભૂત વળગ્યાની વાત કહેવાયછે, ને લોક કહેછે કે રાતમાં આવીને તે ભૂત દળી જાયછે, કામ કરી જાયછે, ઈત્યાદિ; પણ તે સ્ત્રી પોતેજ તે કામ કરનાર ભૂત હશે તો કોણ જાણેછે. આવી સ્થિતિમાં ફરતાં કે કામ કરતાં મનુષ્યોને જોવાથી નક્કી થયુંછે કે માણસમાં સ્વાભાવિકરીતે પ્રત્યગ્દૃષ્ટિ ખુલી જવાથીજ આ બધા પ્રસંગ આવેછે, ને એજ ઉપરથી કૃત્રિમ વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગ્દૃષ્ટિના પ્રયોગની સૂચના થઇછે.

૨. **થોટરીડિંગઃ–વિચારકલન**–અર્થાત્ સામા માણસના મનમાંની વાત કહેવી. આ શક્તિ પણ ઘણાંએક સ્ત્રીપુરુષમાં સ્વાભાવિક દીઠામાં આવીછે; છતાં તે કેળવી પણ શકાયછે. એમાં ઘણો ચમત્કાર નથી, કેમકે એ **અનુવૃત્તિ**ને મળતો પ્રાણતત્ત્વનોજ ખેલ છે. એક માણસ બીજાનો કોઇરીતે પણ **યોગ** કરી, પછી તેને કાંઇ વાત ધારવાનું કહેછે, ને તે વાતવિષે બહુજ તલ્લીનતા રાખવા વિનવેછે. પોતે સ્થિરતા પકડી ખૂબ વિચારેછે, કે તરતજ પોતાના મનમાં વિજળીના ઝબકારાની પેઠે ધારેલી વાત સ્ફુરવા માંડેછે. જેવી જેની શક્તિ તેવી, તેની, બારીકાઇથી બધી કે થોડી વાત સમજવાની પણ શક્તિ. આ પ્રયોગ પણ યુરોપ, અમેરિકામાં આજ કાલ ખુબ ચાલેછે. બે એક વર્ષપર મુંબઈમાં કંબરલેંડ નામે માણસ આવ્યો હતો, તે આવા પ્રયોગ કરતો. આપણાં શાસ્ત્રો તરફ દૃષ્ટિ કરશો તો એથી વધારે ચમત્કારિક બાબતો ધ્યાનમાં આવશે. સ્વરશાસ્ત્ર જાણનારા, જે તત્ત્વપરીક્ષા સુધી પહોચ્યા હોયછે તે, **વિચાર કલન**માટે જે મહેનત પડે, તે બધી મહેનત સિવાય, પૂછતાની સાથેજ તત્ત્વ તપાસીને ધારેલી વાત કહી શકેછે. યોગીઓ વિચારમાત્ર-

થી વાતો કરેછે. આ વાત ફક્ત વાતજ નથી, કેમકે તે બાબતના ગ્રંથોમાં એ શકિત કેમ મેળવી શકાય તેની યથાર્થ પ્રક્રિયા સ્પષ્ટ રીતે આપેલીછે.

**૩. ફ્રેનોલોજીઃ—મસ્તિષ્કવિદ્યાઃ**—અર્થાત્ માણસના અંતઃકરણમાં જે જે વૃત્તિઓ થાયછે, તેનાં નિયતસ્થાન માણસના મગજમાં સ્થાપેલાંછે એ જણાવનારી વિદ્યા. ક્રોધ, લોભ, દ્વેષ, સ્નેહ, બુદ્ધિ, ભક્તિ, હાસ્ય, રોદન, ઇત્યાદિ, પ્રત્યેક વાતનાં જુદાં જુદાં સ્થાન, આંખોની ભમરો આગળથી તે બોચી સુધીની બધી ઉપરની ખોપરીમાં નિયમિત છે એમ સિદ્ધ થયું છે. ઉદાહરણ તરીકે કહીએ કે કાનનીપાછળ ને જરાક કાનની ઉપર તરફ દ્વેષનું સ્થાનછે, માથાની બરાબર વચમાં ભક્તિનું સ્થાનછે, કાનથી આંખ તરફ અને કપાલના ભાગ આગળ ગાનનું સ્થાન છે, ભ્રુકુટી અહંતાનું સ્થાન છે, ઇત્યાદિ. તે તે સ્થાન ઉપર, પ્રાણવિનિમય પ્રયોગનીપેઠે, અંગુલીગુચ્છથી તત્વાધાન કરતાં, તે તે વૃત્તિ જાગ્રત થઇ, તે વૃત્તિથી વિરુદ્ધ વૃત્તિએ કરેલાં રોગાદિને શમાવેછે. પ્રાણવિનિમયથી મૂર્છિત થયેલા માણસના માથાનાં સ્થાનને ધીમેધીમે આંગળીથી દાબતા જઈએ તો તે તે વૃત્તિનો આવિર્ભાવ તરત જણાયછે. આમાં વિધાયકની **અનુવૃત્તિ**નો અંશ નથી એ મેં મારી જાતે અનુભવી જોયુંછે. મને, આવીકોઇ વિદ્યા છે એમ ખબર હતી, પણ સ્થાન ખબર ન હતાં. પ્રયોગ વખતે તે સ્થાનો જાણવાની ઇચ્છાથી વિધેયના માથાના ગમે તે ભાગો મેં તપાસવા માંડયા; અને એમ કરતાં જે સ્થાન મને જડયાં, તે મસ્તિષ્કવિદ્યાના ગ્રંથોમાં, મેંપછીથીજોયાં, તેને બરાબર મળતાં આવ્યાં. આ ઉપરથી પણ નિશ્ચય થાયછે કે અનુવૃત્તિની ગરબડથી આ તંત્ર પેદા થયેલું નથી. આ તંત્ર સંબંધી ઘણા ગ્રંથોછે, તેમજ માટીનાં બનાવેલાં માથાં સ્થાન સહિત તૈયાર મળેછે, જે સર્વે જોવાથી વધારે સમજ પડશે. માણસનું માથું, તેને આપણાં શાસ્ત્રોમાં બ્રહ્માંડ કહ્યુંછે, ને બાહ્ય બ્રહ્માંડની બધી લીલા આંતર બ્રહ્માંડમાં પણ બતાવી છે. યોગશાસ્ત્રવાળા કેવલ પ્રાણાયામના જુદા જુદા પ્રકારે બ્રહ્માંડમાં સ્થિર થઈ અસાધ્ય વ્યાધિઓને ટાળી શકેછે, બલ્કે મોતથી પણ છૂટી જાયછે।।

આ તંત્રને અનુસરતું, તથા તરતજ કહેવામાં આવનાર 'સાઇકોલોજી' ની ઉત્પત્તિ થયા પછી જણાયલું, 'સારકોનોમી' નામનું અતિ ઉપયોગી તંત્રછે. તેમાં એમ જણાયુંછે કે માથામાં જે વૃત્તિઓનાં સ્થાનછે, તેને મળતાં સ્થાન, શરીરમાં, એટલે હૃદય તથા છાતી અને હાથના ભાગમાં પણ છે. ઉદાહરણ તરીકે હાથના ઉપલા ભાગમાં બલનું સ્થાન માન્યુંછે, ને હૃદયમાં પ્રેમ, ભક્તિ, સ્થિરતા, સત્યતા આદિ સ્થાન માન્યાંછે. એ ઉપરથીજ કોઇ સાથે લઢતાં આપણે સ્વાભાવિક રીતે હાથ ઠોકીએછીએ, ને કોઇને પોતાનું કહેતાં, કે સોગન ખાતાં, હૃદયપર હાથ મૂકીએછીએ, એવું તે તંત્રવાળા બતાવેછે. ફ્રેનોલોજી તથા સારકોનોમીનો રોગશાન્ત્યર્થે સારો ઉપયોગ થાયછે. પણ તે માટે તે તંત્રોનો યથાર્થ અભ્યાસ કરવો જરૂરનો છે.

આ ઉભયતંત્ર ઉપરથી, 'ફીઝીઓગ્નોમી' જેમાં આપણા શાસ્ત્રપ્રમાણેનાં સામુદ્રિકલક્ષણનો સમાવેશ કરી શકાય, તે પેદા થયેલીછે. શરીરનો બાંધો, મુખની આકૃતિ તે બધા ઉપરથી માણસની વૃત્તિ પરાક્રમ ઇત્યાદિ કલ્પી શકવું તે એ વિદ્યાનો વિષયછે. હાથ જોવાની વિદ્યા પણ જન્મ પામી છે.

૪. **साइकोमेट्री—આત્મપરીક્ષાઃ**–અર્થાત્ પ્રતિવસ્તુને આત્મા–વાસ્તવિકરીતે પ્રાણ–છે, તે ઉપરથી તે વસ્તુના સ્વરૂપને સમજવાની શક્તિ. એમ માન્યુંછે કે આકાશતત્ત્વ સર્વવ્યાપી છે, ને તે આકાશતત્ત્વમાં પ્રતિવસ્તુવિચારઆદિનું પ્રતિબિંબ રહેછે. વસ્તુમાત્રનાં જેમ દૃષ્ટિએ પડે તેવાં સ્થૂલ શરીર છે, તેમ દૃષ્ટિએ ન પડે તેવાં અદૃશ્ય સૂક્ષ્મ શરીર પણ છે. એ સૂક્ષ્મ શરીરમાં જે આકાશયુક્ત પ્રાણ છે, તેમાં તે તે વસ્તુપર લાગતા સંસ્કાર સંચિત થઇ રહેછે ને જ્યારે જોવા હોય ત્યારે તેવી દૃષ્ટિ જેને પ્રાપ્ત થઇ હોય તેવાં માણસ જોઇ શકેછે. કોઇ એક વસ્ત્રનો કે પથરાનો ટુકડો તેવા માણસને આપતાં તે, એ વસ્ત્ર કે પત્થરનો તમામ ઇતિહાસ કહેછે, તેના વાપરનારનો ઈતિહાસ પણ કહી આપેછે, ઇત્યાદિ.

કોઇ ઘરમાં પણ જે જે માણસ વસ્યાં હોય, ત્યાં જે જે આચાર વિચાર બન્યા હોય, તે આવી શક્તિવાળાં માણસ તે ઘરમાં બેસી જાણી શકેછે. આ બધો એક પ્રકારની **વિશ્વદૃષ્ટિ**નો ચમત્કાર છે, ને પ્રાણ તથા આકાશ તત્ત્વના પરાક્રમનો ગુપ્ત ભેદ છે. આ શકિત પ્રતિ મનુષ્યમાં છે, પણ કેળવણીવિના જણાઈ શકતી નથી. વિધેયનાં જે લક્ષણ કહ્યાં છે તેવાં કાંઇ લક્ષણવાળા કોઇ માણસને સ્થિર કરી સુવાડવો કે બેસાડવો, અને કોઈ ચીજ, જેનો ઇતિહાસ કે કાંઈ તેના સમજવામાં ન હોય, તે તેને આપવી., તેણે આંખો મીચી ચિત્ત સ્થિર કરી પેલી વસ્તુ ભ્રૂકુટીએ લગાડી રાખવી. પછી કલ્પના જરા પણ કરવી નહિ, પણ સ્વતંત્ર રીતે મનમાં જે તરંગ ઉઠે, જે સૃષ્ટિ જણાય, તે કહ્યાં જવી. સાંભળનારે તે બધું નોંધી રાખી તે વસ્તુના ઇતિહાસ જોડે મેળવતા જવું. આમ કેળ-વતાં કેળવતાં આ શક્તિ સારી ખીલેછે.

આ વિદ્યાનો શોધ કરનાર ડાકતર **બુકેનન** એમ, ડી, **અમેરિકામાં** હાલ હયાત છે, ને તેની પત્નીમાં આ શક્તિનો જબરો આવિર્ભાવ છે. સન ૧૮૪૦ માં તે દાકતરનેજ બીશપ **પોક** નામના ધર્મગુરુએ કહ્યું કે "હું જ્યારે અંધારામાં પણ મારા કમાડના પિત્તળના હાથાપર અજાણતાં પણ હાથ મૂકુંછું ત્યારે મારા મોંમાં પિત્તળનો સ્વાદ આવેછે." આ ઉપરથી **બુકેનન**ને આગળ શોધ કરવા મન થયું ને તેણે આજ ૪૦ વર્ષમાં આ વિદ્યા યથાર્થ જોઇ કરી સારા સારા ગ્રંથો લખેલાછે, જે જોયેથી વધારે સમજાશે. **ડેન્ટન** નામના શોધકનો આજ બાબતના પ્રયોગોનો મ્હોટો ગ્રંથ છે તે પણ જોવા જેવોછે.

**૫. ક્રોમોપથીઃ–રંગરસાયન**–અર્થાત્ ઔષધમાત્ર તેના રંગના બલથીજ રોગ હરી શકેછે, બાકી તેનામાં કાંઇ શકિત નથી એમ બતાવ-વાનું તંત્ર. દાકતરો જે સામાન્ય રીતે દવાના પ્રયોગ કરેછે તે '**એલોપથી**' કહેવાયછે; **विषस्य विषमौषधम्** એવા કાંઇક નિયમે દવા કરવાનું તંત્ર '**હો-મીઓપથી**'ને નામે હાલમાં અત્રે જણાવા લાગ્યુંછે, ને આપણા વૈદકમાં

તો સુપ્રસિદ્ધજછે; તેમજ 'ટેરાપથી,' 'હાઇડ્રોપથી' આદિ તંત્રો જે આપણા દેશમાં તો પ્રાચીનકાલથી સુપ્રસિદ્ધ છે, તે પાશ્ચાત્યદેશમાં આજકાલ નીકળ્યાંછે. મૃત્તિકા માત્રના પ્રયોગથી, કે જલ માત્રના પ્રયોગથી રોગ શાન્તિ એ, એ બે તંત્રોનો વિષય છે. એજ પ્રમાણે શોધકોના અથાગ શ્રમમાં, અમેરિકાના ડાકતર બેબિટ નામના ગૃહસ્થે 'ક્રોમોપથી' હાલમાં પ્રસિદ્ધ કરીછે; ને તે વિષયના સારા ગ્રંથો લખી, તેના પ્રયોગને અનુકૂલ યંત્રાદિ પણ બનાવ્યાંછે. તેનો સિદ્ધાન્ત એજ છે કે રંગના જુદા જુદા યોગથી જુદાં જુદાં દરદો મટેછે. સૂર્યના તાપમાંથી તે વિદ્વાન્ બધી શક્તિ ગ્રહણ કરેછે. અમુક રંગની શીશીમાં પાણી ભરી અમુક રીતે તાપમાં રાખ્યાથી તેમાંનું પાણી અમુક ગુણવાળું બનેછે, એ તેના પ્રયોગની પદ્ધતિ છે. તડકામાં શરીરના અમુક ભાગ અમુક વખત રાખવાથી અમુક રોગ મટે ઇત્યાદિ પણ તે તંત્રનો વિષય છે.

એ બાબત વિશેષ વાત તે તે ગ્રંથાદિથી જાણવી, પણ અત્રે બહુ અગત્યની એક વાત લક્ષમાં આણવાની છે. રંગ એજ રોગને ટાળનાર, અને તે માટેનું તત્ત્વ ગ્રહણ કરવાનું મહાસ્થાન સૂર્ય, આ વાત શું સૂચવેછે? પ્રાણ અને તત્ત્વદ્વારા તેના રંગનું બદલાવું, તથા સૂર્ય એ સર્વ પ્રાણનું આધષ્ઠાન, એ હું બતાવી ગયોછું. આપણા વેદથી માંડીને તે તંત્ર માત્ર સુધી અને મુખ્યત્વે સ્વરશાસ્ત્રમાં એનું એજ બતાવેલુંછે તે કેટલું ખરૂંછે એ માનવાનો સમય હવે પણ પાસે આવ્યો ગણાશે? વળી પ્રાણનાજ જુદા જુદા પ્રયોગથી એટલે તેનાં તત્ત્વના રંગ ફેરવવાથી રોગ શાન્તિ થવાનો સંભવ વિચારી, યોગાભ્યાસીઓની કૃતાર્થતામાં પણ કાંઇ મણા રહેશે!!

૬. **जेनिटोलोजीः–જનનવિદ્યાઃ**–અર્થાત્ પ્રજાની આકૃતિ તથા મનશક્તિ ઉપર માતાના મનોભાવની અસર. ડાક્તર બોવીડોડ નામના અમેરિકન વિદ્વાનના એક ગ્રંથમાં આ વાત સ્પષ્ટ કરીછે. પ્રબલ નિર્બલ પ્રાણવાળાંના સંબંધમાંથી કેવી પ્રજા થાય તથા માતાનો પ્રાણ

જે વિચારમાં લીન હોય તેની અસર ગર્ભ ઉપર કેવી થાય, એ ત્યાં સમજાવેલુંછે. અસાધારણ જન્મ થાયછે, સર્પ જેવા ગોળા અવતરેછે, બે ચાર હાથ માથાં હોય છે, તે બધી વાત, કોઇ ઉગ્ર મનોભાવના આધારથી સ્પષ્ટ કરીછે. પતિપત્નીના સ્નેહ ને પ્રેમના ઉપર બહુ આધાર બતાવ્યોછે. વિશેષ હકીકત તેના ગ્રંથમાંથી મળશે, પણ આ વિદ્યા, એ પ્રાણની અનુકૂલતા પ્રતિકૂલતા કે લીનતાનો ચમત્કારિક પૂરાવોછે. આપણામાં કોઇ નઠારા માણસવિષે કહેછે કે એની માએ અગાશીએ ચઢીને ગ્રહણ જોયેલું, અર્થાત્ ગ્રહણના વિચારની સંકલના માતાના મનોભાવમાં ઉગ્ર થયેલી તેવે સમયે ગર્ભાધાન થયેલું, ને તેથી સંતાન ગ્રહણ જેવુંજ નીપજેલું. ઉચ્ચવર્ગના બ્રાહ્મણોમાં આજે પણ ' મેડી ' કરવાનો ચાલ પ્રસિદ્ધ છે, તેની મતલબ પણ ગર્ભાધાન સમયે વધૂનું મન પ્રફુલ્લ રાખી, પતિના શુભચિંતનમાં મગ્ન કરાવી, પ્રજોત્પત્તિ સારી કરાવવા તરફ છે. આ બાબત બહુ લંબાણથી આપણા સ્વરશાસ્ત્રમાં વિસ્તારેલી મળશે; પુત્ર પુત્રી કેમ થાય, કેવાં થાય, ક્યારે થાય ઇત્યાદિ ખુબ વિવેક કરેલોછે તે ત્યાં જોવો. જેથી ગર્ભ બંધાયછે તે **વીર્ય**, અને જે મનોભાવના આધારે તે ગર્ભનાં મનોબલાદિ ઘડાયછે તે **તેજ** એમ સાધારણ લોક માનેછે. સવારમાં ઉઠતાં મોં જોવા વગેરેની રીતી પણ કાંઈક આવા વિચારને અનુસરતી હશે ! **સી**મંત વખતે નવવધૂ રીસામણે જતાં પોતાને મનગમતું બાલક બગલમાં લેતી જાયછે ! કાવ્યાદિ ગ્રંથોમાં દોહદનો વિચાર છે, ને હાલ જેને ' અભાવા ' કરી સ્ત્રીઓ કહેછે, તેમાં પણ ગર્ભિણીને પ્રફુલ્લ રાખવી એજ તાત્પર્ય છે !

૭. **स्पिरिच्युपलिझमः–પ્રેતાવાહનઃ**–અર્થાત્ કોઇના પ્રેતસાથે સંબંધ કરવાની વિદ્યા. યુરોપ તથા અમેરિકામાં આ વાત ઠામ ઠામ પ્રચલિત છે. એ વાત આપણા દેશમાં કોઇ વાર પણ પ્રસરી નથી તેનું કારણ છેવટે સમજાશે, બાકી એ વિદ્યા પણ છે તો આપણીજ. મુવેલા કોઈપણ માણસનું પ્રેત બોલાવી શકાયછે, તે કોઇના શરીરમાં, કે પ્રત્યક્ષ

પણ. આ ઉપરાંત, પ્રેત, આવી, અદૃશ્ય રહી, પાંચપચીસ કાગળની કોરી ચોપડી હોય તેમાં અદૃશ્ય ખડીઆ કલમથી હજારો બાબતો લખી કાઢેછે, માગેલાં ચિત્ર, છબી આદિ અદૃશ્ય સાધનથી પાડી આપેછે, જડપદાર્થોને ઉચકીને જડ દીવાલમાંથી બ્હાર પસાર કરી આપેછે, ઉંચે હવામાં વાજાં વગાડેછે, ખુરસી ટેબલ બધાં ને હવામાં નચાવેછે, છેવટ જોનાર સાથે ભૂતભવિષ્યની વાતો પણ કરેછે, હાથે હાથ મેળવેછે, કે પોતાની બનાવટનાં વસ્ત્રાદિક, સ્મારક ચિન્હ તરીકે, અર્પી જાયછે ! ! ! કોઈનાં મા બાપ ભાઇ ભાંડુ પણ આવી તેને ખાત્રી કરી આપેછે કે તે તેજ છે; કવચિત્ તેમને આવવાનું મન છતાં અનુકૂલતા ન હોય તો ગમે તેવાં તોફાન કરી, પોતાની હાજરી જાહેર કરી, છેવટ આવિર્ભાવ પામેછે. પ્રેતાવાહનના પ્રયોગોમાં આવી લીલા, સારી રીતે અવલોકન કરનારાઓએ નિશ્ચયપૂર્વક જોઇછે. સાત આઠ દશ માણસો કુંડાળું વળી એકચિત્ત થઇ એકેકના હાથ પકડી બેસેછે, ધૂપગાનઆદિ ઉત્તેજક સામગ્રિ પણ હોયછે; ને બધાં એકાદ પ્રેતના આવિર્ભાવ માટે દૃઢ રીતે ઇચ્છે છે. એવામાં તેમાંનું એકાદ ઢળી પડેછે, ને તે, આવનાર પ્રેતનો **પોઠીઓ*** અથવા **ભુવો** (મીડીઅમ) થાયછે. કહ્યા તે બધા ચમત્કાર બન્યાં જાય પણ આ પોઠીઓ જાગ્રત થતો નથી, ને જ્યારે પ્રયોગ પૂરો થાય ત્યારેજ તે ઉઠેછે. જ્યારે પ્રયોગ કરવા હોય ત્યારે તેનીજ દ્વારા બનેછે. આ પ્રેતાવાહનપદ્ધતિ લક્ષમાં રાખવી, કેમ કે આ ચમત્કારનાં કારણપરત્વે બહુ બહુ વિચારછે, ને તે સંબંધે એ વાત ફરી સંભારવી પડશે.

---

* આપણા દેશમાં નીચ વર્ણના લોક—કોળી વાગરી વગેરે—પોતાની એકાદ 'માતા' આગળ રાતે ભેગા મળેછે, દારૂ પીએછે, બકરાં મારેછે, ને ફુલ, ધૂપ, ભેગાં કરી ડાખલાં વગાડેછે, ને છેવટ એમ કરતે કરતે એક જણને તે માતાનો પોઠીઓ કે ભુવો સ્થાપેછે, એ અવલોકન કરનારની દૃષ્ટિ બ્હાર નહિજ હોય. એ ભુવાદ્વારા બાધા, માનતા, ચાલવા માંડેછે.

પ્રથમ તો, એમ મનાયછે કે મરનાર માણુસો ફરી જન્મ પામતાં નથી, સ્વર્ગમાં કયામત સુધી રહેવાનાં છે, માટે જેને બોલાવીએ તે આવી શકે. આ વાત તદ્દન ન માનવા જેવી છે. પુનર્જન્મનો ક્રમ વિચારતાં, ક્રિસ્ચીઅન ધર્મવાળા આમ માનેછે, તે ખરૂં જણાતું નથી; તેમ સ્વર્ગમાં પ્હોંચેલાં પ્રેત પિતૃલોકમાંથી પાછાં આવવાને સમર્થ પણ નથી, એટલે આવી કલ્પનાથી તો પ્રેતાવાહનનો ખુલાસો બની શકવો કઠિન છે.

બીજો ખુલાસો એવો છે કે પોઠીઆના શરીરના પ્રાણતત્ત્વ ઉપર જોનારના પ્રાણુતત્ત્વની અસર લાગુ થતાં બધા ચમત્કાર બનેછે. પોઠીઆનાં શરીર તથા મનના સવિશેષ બંધારણુને લીધેજ તેની આસપાસ ચમત્કારનો અવકાશ થઈ શકેછે. પ્રયોગસમાપ્તિ વખતે અનુભવાયલી, પોઠીઆની કેવલ નિર્માલ્ય દશા, તથા જોનારાનાં અંગની શિથિલતા, આ કલ્પનાને ટેકો આપેછે. ત્યારે પ્રેત અમુક માણસનું છે એમ ક્હેવાયછે તેનું શું? જોનારની ઇચ્છાને અનુકૂલ બોલચાલ પેદા થાયછે એમ માનવાનું કારણ છે. વળી પ્રેતના પણ જુદા જુદા પ્રકાર જણાવવામાં આવેછે. જે **પિતૃ** ક્હેવાયછે, તે પ્રેત કદાપિ પણ પાછાં આવેજ નહિ; જે **ભૂત**, જીન, ચૂડેલ, ડાકેણ ઇત્યાદિ ક્હેવાયછે તે પિતૃની દશાને પામ્યાંજ નથી, પણ અકાલમૃત્યુથી, કે કાઈ પ્રબલ વાસનાવાળા સમયમાં મરવાથી, મરણના સ્થાન આગળજ ભમેછે. એવાં પ્રેત, જ્યારે અનુકૂલ પોઠીઆવગેરે દેખેછે ત્યારે, તેમાં દાખલ થઈ જઇ ગમે તેવી રમત રમેછે; ને કહ્યા તે બધા ખેલ કરી શકેછે, કેમ કે તેમને પણ સ્થૂલ ઉપાધિની અડચણ તો મટેલીજ હોયછે. સબલ પુરાવો તો એજ છે કે આવાં પ્રેત આવિર્ભાવ પામી, અમુક વાસના પૂર્ણ કરો તો હું ઉદ્ધરૂં એમ ક્હેછે, ને તેમ થતાં ફરી જણાતાં નથી. વળી આ વિદ્યાના પરિચયવાળા ક્હેછે કે પ્રેતાવાહનના પોઠીઆ થોડાં વર્ષ રમ્યા પછી ઘણું કરી નિર્માલ્ય, નિસ્તેજ, તથા નીચ વૃત્તિવાળા થઇ જાયછે. જો મુવેલાં સગાંવહાલાં આવતાં હોય તો આમ નજ બને. તેના પ્રાણનાં તરસ્યાં કાઈ ભૂતાદિથીજ ખેલ ચાલેછે.

જે પિતૃ થયાંછે તે પાછાં નથી આવતાં એ ખરૂં, પણ જો કોઇ પ્રબલ ઇચ્છાથી તેમનું આરાધન કરે તો તે પાછાં તો ન આવે, પણ તેમને પિતૃસ્થિતિમાં વધારે વાર–વાસનાની વૃદ્ધિ થવાથી—રહેવું પડેછે.

આ સર્વ વાતથી સમજાશે કે પ્રેતાવાહન સર્વથા હાનિકારક છે: પોઠીઆને તેમજ પ્રેતને. પિતૃના પ્રેતને બોલાવવા મથવાથી તે પ્રેત દુઃખી થાયછે; ને તેમ કરતાં ભૂતાદિ પ્રેત આવી પડચું તો પોઠીઓ દુઃખી થાયછે. માટેજ આપણાં શાસ્ત્રોમાં આ વિદ્યામાં હાથ ઘાલવાની સાફ મના કરેલીછે, ને તે સદ્યઃ નરકમાં લઇ જાયછે એમ કહેલુંછે. શ્રાદ્ધાદિક કરવાથી પ્રેતની વાસના કશામાં છે કે નહિ તે સમજવાનો પ્રસંગછે,* પણ પ્રેતની પાછળ રોવાથી, તેને બહુ સંભાર સંભાર કરવાથી, કેવલ તેને દુઃખી કરવાનોજ માર્ગછે. પિતૃલોક, નરક, તથા મોક્ષક્રમ સમજાવવાનો આ પ્રસંગ નથી, પણ આટલી સમજ તો આપવા જેવીછે કે સ્વર્ગનરક મોક્ષઆદિ અમુક જગાનાં નામ નથી, પણ અવસ્થાનાં નામછે. †

---

* કહેવાયછે કે ફલાણાનો પિંડ તો કાગડે પણ ન ખાધો. અર્થાત્ પ્રેત, વાસનાયુક્ત હોવાથી, મરણ સ્થાનથી ખસી શકયું નથી ને ભૂતરૂપે પોતાના નિમિત્તે મૂકેલા પિંડને વળગ્યુંછે, તેથી કાગડો જે દિવ્યચક્ષુ છે તે તે પિંડને અડયો નહિ. સપિંડીકરણ શ્રાદ્ધમાં પ્રેતને ત્વરાથી પિતૃલોકમાં પ્રબલ ઇચ્છાથી પહોંચાડવાનો હેતુ છે. પ્રેતને વ્હાલાં ભોજન, તેનાં પ્રિયવસ્ત્રાદિ સર્વનું દાન, એ કરવા કરાવવામાં પણ તેની તે તે વસ્તુમાં વાસના હોય તો ટળે એ હેતુ હશેજ ! સમજવું જોઈએ કે પ્રેત એટલે મુવા પછીની અવસ્થા, ભૂત ઈત્યાદિ તે પ્રેતની નઠારી ગતિ, ને પિતૃ તે સારી ગતિ; મોક્ષ એ પરમગતિ.

† પ્રેતની વાતસંબંધે સાધન તથા ઉપાસન પણ જાણવાનાં છે. સાધન એ વામ તંત્રોમાં ઘણાં આપેલાંછે. ઉપાસન એ સારો માર્ગ છે, પણ ભક્તિ કે જ્ઞાન જેટલો સારો નહિજ. સાધન, ભૂત પિશાચાદિનું કરેછે, ને ઉપાસનમાં તો જે મહાતત્ત્વરૂપી દેવતા છે તેને પોતા તરફવાળી સુખ પામવાનો ઉદ્દેશછે. એ દેવતા પ્રેતવર્ગમાં નથી, ને જ્યાંસુધી ઉપાસકનો હેતુ સારો હોય ત્યાંસુધી તે ઉપાસન વામી ગણાતું નથી.

વિષયાન્તર બહુ થયો; પ્રેતાવાહન કયાંથી જણાયું તે ટુંકામાં કહીએ. એડી નામના સ્થલમાં તેજ નામના કુટુંબમાં બે ભાઇ હતા તે સ્વાભાવિક પોઠીઆ હતા. તેમના ઘરમાં, બારણાં, કબાટ, ટેબલ ઇત્યાદિમાં કકડાટ થતો સંભળાય, વળી તેને પૂછે તો તે ટકોરાના હીસાબથી જવાબ પણ આપે ! એમ કરતાં છેક પ્રેતદર્શનાદિ થયાં. એ સ્થલે બહુ બહુ વિદ્વાનોએ શોધ કર્યોછે ને એ બનાવોની સત્યતાનો પૂરાવો આપ્યોછે. બીજા હજારો પોઠીઆ પણ અજમાવામાં આવ્યાછે, ને કેટલાક તો ખેલ કરવા બ્હાર ફરે પણ છે, ને વખતે જોનારને ઠગે પણ છે. એ બધું આ પચાશેક વર્ષમાં બની આવ્યુંછે. મ્હોટા મ્હોટા વિદ્વાનો ને શોધકો ક્રુકસ, વાલેસ, ઝોલનાર, ઓક્ષન, આ વિદ્યાના ભક્ત છે, ને હયાત છે એટલુંજ નહિ, પણ જડવાદીઓના પદાર્થવિજ્ઞાનમાં એકેક બાબતસર એક્કા ગણાયછે. ગ્રંથોપણ ઘણા લખાયાછે, જેમાં સાધારણ વાંચનારને, થીઓસોફીકલ સોસાઈટીના સ્થાપનાર કર્નલ આલકાટનો એ વિષયનો ગ્રંથ બહુ ઉપયોગી થાય તેવો છે.

---

## ૨

लिंगदेह, स्थूलदेह, અમુક कोश, ઇત્યાદિ શબ્દો ગ્રંથમાં વારંવાર વાપર્યાછે; તેનો ખુલાસો સહજ કરવો જોઇએ. જેવો આ દેખીતો સ્થૂલ દેહછે, તેવો પ્રત્યેક ઇંદ્રિયાદિવાળો દૃષ્ટિએ નપડે તેવો સૂક્ષ્મ કે લિંગદેહ છે, ને જે ઉપાધિથી દેહ બંધાયછે તે સહિતનો એક કારણદેહ છે. ત્રણે દેહમાં પાંચ કોશ એટલે કોઠા કે પડ માનેલાંછે. એમ ન ધારવું કે ડુંગળીના ગાંઠીઆની પેઠે દેહ કે કોશનાં પડછે, પણ આ એક ઓતપ્રોત વ્યવસ્થા છે; ને દેહપરત્વે તો, તે કોઈવાર જુદા કરી શકાય એમ પણ ધારવું છે.

| દેહ. | કોશ. | અવસ્થા. | જ્ઞાનભૂમિકા.* |
|---|---|---|---|
| ૧. સ્થૂલદેહ | ૧ અન્નમયકોશ | ૧ જાગ્રત્ | ૧ શુભેચ્છા (સાધનચતુષ્ટય.)<br>૨ વિચારણા (ગુરુદ્વારા શ્રવણમનન.)<br>૩ તનુમાનસા (નિદિધ્યાસથી બુદ્ધિની સૂક્ષ્મતા.) |
| ૨. સૂક્ષ્મ કે લિંગદેહ (વાસનાસહિત હોઈ, પુનર્જન્માદિ પામનાર જીવ પણ એજ.) | ૨ પ્રાણમયકોશ<br>૩ મનોમયકોશ<br>૪ વિજ્ઞાનમય કોશ | ૨ સ્વપ્ન | ૪ સત્ત્વાપત્તિ (બ્રહ્માત્મૈક્ય.) |
| ૩. કારણદેહ | ૫ આનંદમય કોશ | ૩ સુષુપ્તિ | ૫ અસંસક્તિ (નિર્વિકલ્પ સમાધિ સ્વતઃ ઉઠાય તેવી.)<br>૬ પદાર્થાભાવિની (નિર્વિકલ્પ સમાધિ પારકાથી ઉઠાય તેવી) |
| બ્રહ્મરૂપ= | | ૪ તુર્યાવસ્થા= | ૭ સમાધિ, જીવન્મુક્તિ ઈત્યાદિ. |

મરણાદિક તથા સ્વપ્ન તે લિંગદેહને છે; અને મહાત્માઓ પરકાયાપ્રવેશાદિ પણ એ દેહથી કરેછે એવું લખેછે. એ ગમે તેમ હો, પણ પ્રત્યક્ષ અનુભવ આ વાતને ખરી પાડે તેવા બે રીતિના આજપર્યંત જણાયાછે. આગળ જે 'નિદ્રા જાગરણ' કહ્યું તે સૂક્ષ્મદેહનોજ ચમત્કાર છે, અર્થાત્ તેથી સૂક્ષ્મદેહની સત્તા તો સિદ્ધ થાયછે; પણ તે જુદો થાય, ને ગતિ કરે એ વાત મરણસમયના કેટલાક અનુભવો ભરોસાદાર શોધકોએ નોધ્યાછે તેપરથી સિદ્ધ થાયછે. જે વાત સ્વાભાવિક છે, તે કૃત્રિમ સાધનોથી બનાવી યથારુચિ વાપરી શકાય એ માનવું તો સહજ છે. મરણપથારીએ પડેલાં માણસ કોઇને મળવાને તરફડીઆં મારેછે, તે આજ મરે, કાલ મરે કરતાં, પેલી દૃઢ ઇચ્છાના બલથી પડયાં રહેછે, તથા અમુક આવ્યો એમ

---

* ચતુર્થ ભૂમિકાવાળો બ્રહ્મવિદ્ કહેવાય, પંચમીવાળો બ્રહ્મવિદ્વર, ષષ્ઠીવાળો બ્રહ્મવિદ્વરીયાન્ ને સપ્તમીવાળો બ્રહ્મવિદ્વરિષ્ઠ. એ બધો યોગવાસિષ્ઠમાં વિસ્તાર છે.

ફ્હેતાં, હાશ કરી પ્રાણ મૂકી દેછે, એતો સર્વ અવલોકન કરનારે જોયું હ-શેજ. પણ આ પ્રબલ વાસના જ્યારે પૂર્ણ થતી નથી, ને મરણને માટે ચાલતો શરીરમાંનો વિરોધ જીરવી શકાતો નથી, ત્યારે માણસ પ્રાણ તો તજેછે, પણ તેનો સૂક્ષ્મ દેહ પોતાના ઇષ્ટ માણસને દર્શન આપી, ચાલ્યો જાયછે. ઘણા અવલોકન કરનારાના ગ્રંથોથી જણાયછે કે આવાં આવાં, પોતાના સંબંધીનાં, દર્શન થયા પછી, તેમના મુવાની ખબર આવેલી. મારા પોતાના અનુભવની પણ એક વાત ઉમેરૂં તો વધારે નિશ્ચય લાગશે. કોઈ માણસનો મારાપર બહુ પ્રેમ હતો, ને મારો તેનાપર તેટલોજ નહતો, તેથી તેના તરફથી તેવો મારો પ્રેમ પામવા નિરંતર પ્રાર્થના થયાં કરતી. છેવટ તેણે મને લખ્યું હતું કે હું હવે મરીશ. પછી કાર્યના અંતરાયને લીધે મેં તેને કાંઇ લખ્યું નહતું, તેમ તેણે મને કાંઈ લખ્યું નહતું, એમ ત્રણ ચાર માસ વીતી ગયા હતા. એક દિવસ પ્રાતઃકાલ થવા આવ્યો હતો, ને હું ઉંઘતો જાગતો બીછાનામાં પડચો હતો, તેવામાં તેજ માણસ મારી પાસે આવી ઉભું, અને ફ્હેવા લાગ્યું કે હું મરીને આવુંછું ઇત્યાદિ. મેં તરતજ જાગ્રત થઇ જોયું તો કાંઇ ન હતું, ને આ બનાવને સ્વપ્ન ધારી હું કામે લાગ્યો. તે પછી ત્રણ દિવસે જે ટપાલ આવી તેમાં તેના મર-ણના સમાચાર હતા, અને તેના મરણના સ્થાનથી લખેલું પત્ર મને ત્રીજે દિવસેજ પ્હોચે તેવી વ્યવસ્થા હતી, અર્થાત્ મરીને તરતજ તેણે મને મળી રસ્તો લીધેલો. આ બનાવ ૧૮૮૬ ના આરંભમાં બન્યો હતો.

લિંગદેહની સત્તા, તથા તેના, સ્થૂલ પછી પણ, અવશેષ રૂહેવાવિષે, બીજી પણ કેટલીક આવીજ વાતો છે. યુરોપમાં મુવેલાં મડદાંસંબંધી તપાસ કરનાર પ્રામાણિક શોધકોના લેખપરથી જણાયછે કે ઉપરથી સ્પષ્ટરીતે મરણ પામેલાં નક્કી કરી, દાક્તરોએ દાટવાની રજા આપેલાં શરીર, બે ચાર માસ પછી, પ્રસંગવશાત્, ખોદી કાઢતાં, ઘોરમાં પુનર્જીવન પામ્યાં હશે ને ગુંગળાઈને મરી ગયાં હશે એમ ધારવાનાં કારણ મળ્યાં છે! વળી એજ દેશના જીવતી ડાકેણો સંબંધીના લેખોપરથી જણાયુંછે કે

કોઇ ડાકેણના મુવા પછી, જો તે ભૂત થઇછે એમ વર્ષ છ માસમાં જણાય તો, ગામલોક તેની ઘોર ખોદીને તેના મડદાને કાઢી બાળી નાંખતા. આવીરીતે કાઢેલાં શરીર જીવતી હાલતમાં હોય તેવાં ને તેવાં તાજાં, તથા ઘણીવાર મોંમાં લોહીના કોગળા સહિત, માલુમ પડી આવતાં!!*

લિંગદેહ એવો શરીરવિભાગ છે, તથા તે મરણ પછી પણ રૂહેછે, એ બે વાત આ પ્રમાણે સિદ્ધ થાયછે; તે ઉપરથી પરકાયાપ્રવેશ, ભૂત અને પુનર્જન્મ પણ, ખરાં થવા બેસે. લિંગદેહની એક સવિશેષ ખુબી પણ જાણવા જેવી છે. માણસ જે જે કરેછે, વિચારેછે, તે સર્વનાં સંસ્કાર લિંગદેહમાં સજડ ચ્હોટેછે. એનુંજ નામ **વાસના**. જ્યારે માણસ મરવા પડેછે ત્યારે તેને વિશ્વદૃષ્ટિ થાયછે એ કહેલું છે. એમ થતાં કર્યો કર્મની તમામ વાસનાઓ એક નાટક રૂપે વિજળીના ઝબકારાની પેઠે મરનારના જ્ઞાનચક્ષુ આગળ તરવા માંડેછે. પાણીમાં ડૂબી જઈ બેશુદ્ધ થઈ, મરવા સુધી આવી ગયેલાં, માણસોને બચાવી બ્હાર કાઢયા પછી, જ્યારે ભાન આવેછે ત્યારે તેઓ આ 'નાટક'નો બહુ સારો પૂરાવો, અનુભવ ઊપરથી, આપેછે. આ વાસનાઓમાંથી જે ઉપર ચિત્ત વળગી પડયું, ને દેહ પડચો, તે પ્રમાણે બીજો જન્મ નિયમાવાનો. માટેજ मरणे या मतिः सा गतिः, મરનાર આગળ રામ, રામ કરવાની જરૂર, ને સર્વ ઉપરાંત યાવતૂજીવિત શુભ વાસનાજ, શુભ આચારવિચારથી, સંચિત કરવાની આવશ્યકતા.

સ્વપ્નપણ આ દેહનોજ ચમત્કાર છે. આ જન્મ કે પૂર્વ જન્મની અ-

* આ પણ લિંગદેહનોજ બનાવ છે. મરનાર, ભૂત થઇ પોતાના દેહમાં, પારકાનું લોહી ચૂશી ચૂશીને, ભરાઈ રહેછે એવું શોધકો કહેછે. મુડદાંને બાળવાનો રીવાજ જ્યાં છે ત્યાં, દેહરૂપી અધિષ્ઠાન નાશ પામતાં, તથા શ્રાદ્ધદાનાદિથી મરનારની વાસના તોડી નાંખતાં, પ્રેત જલદીથી પિતૃભાવને પામે એપણ એ રીવાજમાં સમાયલું ગાંભીર્ય બતાવવાનું મુખ્ય કારણછે!

નેક અજાણી ને જાણીતી વાસનાઓ વિચિત્ર સ્વરૂપ યોજી તે સમયે રમેછે. સુષુપ્તિમાં એ દેહ કારણદેહમાં લય પામેછે. મોક્ષની દશા પણ, આ દેહ, જે વાસનામય છે તેમાંથી છુટચેથીજ પ્રાપ્ત થાયછે. વિશ્વદૃષ્ટિ, પ્રત્યગ્દૃષ્ટિ, સમાધિ એ બધાં આ દેહથીજ બનેછે એ કહેલુંજછે.

---

## ૩

**तंत्रशास्त्र, योगशास्त्र, स्वरशास्त्रः**—આ ત્રણેનાં નામ વારંવાર ક્હેવામાં આવ્યાંછે. એ બધાંમાં જે રહસ્ય સમાયલું છે તેનેજ આધારે આ આખો ગ્રંથ રચવાની યોજના બનીછે. એ શાસ્ત્રોવિષેની સંપૂર્ણ માહિતી તો તે તે શાસ્ત્રદ્વારા અનુભવાય, પણ યત્કિંચિત્ અત્રે કહુંછું. તંત્ર ગ્રંથો ઘણા છે. સો એકનાં નામ મારા જાણવામાં આવ્યાંછે; તેમાં કેટલાંક વામમાર્ગી ને કેટલાંક દક્ષિણમાર્ગી છે. બધાં તંત્ર મારા જેવામાં નથી આવ્યાં, પણ જે જોયાંછે તેઉપરથી એટલું સિદ્ધ સમજાયછે કે આપણા દેશમાં રસાયન, પ્રાણવિનિમય, આદિ વિદ્યાઓ, ઇંદ્રજાલના પ્રયોગ, પ્રેતસાધન, ઉપાસના વગેરે હજારો બાબતો તંત્રદ્વારાજ પ્રસિદ્ધિ પામીછે. ઘણાંખરાં તંત્ર **શિવ પાર્વતી**ના સંવાદરૂપે છે; ને **શૈ**વાગમ નામનો મહા તંત્રગ્રંથ ક્હેવાયછે, તે મળી શકતો નથી.* વેદકાલમાં જે યજ્ઞાદિથી દેવતાઓની આરાધના થતી, તે અનેક કારણોથી બંધ પડવાના સમયમાં તંત્રવિદ્યા ઉત્પન્ન થવા લાગી હશે એવું સમજાયછે; અને વામતંત્રોથી વધેલા અનાચારની સામે યોગશાસ્ત્રનો સુપ્રસિદ્ધ મોક્ષ માર્ગ ઉઠચો હશે એવું અનુમાન સંભવેછે.

---

* કૌલ તંત્રોમાં મહા મોહન, તથા તંત્રભેદન, એ નામનાં તંત્ર છે. હાલ, મારા જાણવામાં આવ્યુંછે કે તેમનો વિષય જાગતા માણસને નિદ્રા લાવવી, તથા, અન્ય તંત્રના પ્રયોગને ભેદવા, એવાછે. ગ્રંથો મળી આવે તો પ્રાણવિનિમય સંબંધે કાંઈ વિશેષ જાણવામાં આવે ખરૂં !

યોગશાસ્ત્રનો હેતુ ચિત્તવૃત્તિનો નિરોધ કરી, માણસને વાસનામાંથી છોડવી, પરમાનંદરૂપ મોક્ષે પ્હોચાડવાનો છે. એનાં આઠ અંગ છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ. એમાંનાં પ્રથમ ત્રણ સાધનરૂપ છે, ને છેવટનાં ચાર વચલા પ્રાણાયામના પ્રકારછે. આચાર, વિચાર, તથા આહારની શુદ્ધિવિષે વારંવાર કહી ગયોછું તે, તથા કયી સ્થિતિમાં શરીર રહેથી પ્રાણાયામ સહજસાધ્ય થાય એ, દેશકાલાદિ, એ પ્રથમ ત્રણ અંગનો મુખ્ય વિષયછે. બધી વાત પ્રાણના ચલન વલનપર આધાર રાખેછે. પ્રાણને સાધવામાટેનોજ આખો પ્રયોગ છે, ને પ્રાણ યથાર્થ હાથ લાગ્યા પછી, બાકીનાં ચાર અંગોવડે ચક્રભેદ, કુંડલીપ્રબોધ ઇત્યાદિદ્વારા નિર્વિકલ્પ સમાધિએ પ્હોચી જીવન્મુક્તિ તથા તે પ્હેલાં સિદ્ધિનો અનુભવ લેવાનો ઉદ્દેશછે. પ્રાણાયામાદિ પ્રકાર ગુરુમુખે જાણવા એજ લાભકારી છે. યોગશાસ્ત્રની આ પ્રકારની, પ્રાણની રચના ઉપર પ્રવૃત્તિનું નામ **હઠ**યોગ ક્‌હેવાયછે. એ કષ્ટસાધ્ય છે એતો સ્પષ્ટજ છે. પ્રાણતત્ત્વની સ્વાભાવિક ગતિ શરીરસંપત્તિ સાચવવાતરફજ રૂહેછે, ને તેથી, જો તેમાં આહારવિહાર કે વિચારથી બીગાડ ન કર્યો હોય તો, મનને મારી શકવું કઠિન પડતું નથી. મનની વૃત્તિઓનેજ દબાવી દીધી હોય તો પ્રાણતત્ત્વ પોતાના સ્વાભાવિક રસ્તામાં રહી, સાધકને કોઈ રીતે નડતું નથી, અર્થાત્ તેને જીવતાસુધી નિરામય તથા સુખી રાખી યોગ્ય સમયે મરણ થતાં દેવયાનમાં થઇ મોક્ષ પમાડેછેજ. આટલામાટે પ્રાણને મથવાનો કડાકૂટ ન કરતાં વૃત્તિને મારવાની યુક્તિ યોજી જે યોગમાર્ગે પ્રવર્ત્યોછે તેનું નામ **રાજયોગ** છે. પ્રાણાદિની સ્વાભાવિક ગતિ માણસના ઉત્તરોત્તર, મોક્ષપર્યંતના, સુખ તરફજ છે, એટલે વૃત્તિને દબાવી, પ્રાણને વિકૃત ન થવા દીધો હોય, તો મોક્ષ સુધી સ્વાભાવિક રીતેજ જવાય. વાસ્તવિક રીતે **હઠ** તથા **રાજ** એ સાધન અને સાધ્ય જેવા છે, પણ આવા ભેદ મનાયછે. રાજયોગની સાધન અવસ્થાનાં ચાર અંગ છે: વિવેક, વિરાગ, શમાદિ સંપત્તિ, મુમુક્ષુતા. તે પછી

નિરંતર બ્રહ્મવિચાર અને તેનો અનુભવ. એ પ્રક્રિયા એ વિષયના ગ્રંથો-માંથી સમજી શકાશે.

આવા પ્રકારના ઉભય યોગમાર્ગની બારાખડી સ્વરશાસ્ત્ર છે. સ્વર એ-ટલે પ્રાણની અવસ્થા અથવા પ્રાણજ. સર્વ વિશ્વના પ્રાણરૂપ સૂર્યદ્વારા પો-ષણ પામતો, શારીરિકપ્રાણ, સૂર્યની શક્તિમાં છે કે ચંદ્રની શક્તિમાં છે તે જાણવું, તથા તેમ ન હોય તો યથાયોગ્ય તેમ લાવવાની યુક્તિ જાણવી, તેમજ પ્રાણદ્વારા વર્ત્તાતાં પંચતત્ત્વમાંથી અનુકૂલ તત્ત્વને ચલાવવાની રીતિ સમજવી, એ આ તંત્રનો વિષયછે. એ શાસ્ત્ર પ્રમાણે પ્રાણ તથા તત્ત્વને વર્તીને આહારવિહાર નિયમવાથી, નીરોગી તથા સુખી રહી પ્રાણાયામ પર્યંત સહજમાં પ્હોચાય છે, ને પછી જે યોગે ચઢવું હોય તે યોગે ચઢાયછે. એ વિષયની વ્યવસ્થાપણ એ બાબતના ગ્રંથોમાં જોવી. પિંડે તે બ્રહ્માંડે એ સિદ્ધાન્ત આ તંત્રમાં સારીપેઠે સ્પષ્ટ કરી કરીને સમજાવ્યોછે. પ્રા-ણવિનિમયનું જે આ તંત્ર આપણે જોઇ ગયા તેપણ એજ વિચારનું પ્ર-તિફલ છે; માટે તેમાં ઉપયોગી હોય તેટલો તથા વિચારવાનૂને આગળ વધવામાં કામ આવે તેટલો કાંઈક વિષય અત્રે આપીએ.

આપણાં શાસ્ત્રો જણાવેછે કે બ્રહ્માનાં રાત્રિદિવસ મળીને એક કલ્પ થાયછે, ને કલ્પાન્તે પ્રલય થઇ નવી સૃષ્ટિ બનેછે. કલ્પમાં પણ ૧૪ મનુ થાયછે, ને પ્રત્યેક મન્વંતરમાં ચાર યુગ તથા તે તે યુગના સંધિ એમ ચાલી, અવાન્તર પ્રલયો પણ થયાં જાયછે. બ્રહ્મા એટલે સ્વરશાસ્ત્ર પ્રમાણે તમામ વિશ્વનું એકત્ર નામ, ને તેમાં તત્ત્વાદિકની સ્વાભાવિક ગતિથી પ્ર-લય તથા સૃષ્ટિનાં કર્મનું ચાલવું તે રાત્રી ને દિવસ. એ ગતિ યથાર્થ જાણ-નારા તેમજ રહી મોક્ષ પામેછે. અનાદિસૃષ્ટિકાર્યમાં પ્રથમ **વાચ્** અથવા **શબ્દ**, ને તેથી **આકાશતત્ત્વ**, તેના ચાલનથી **વાયુતત્ત્વ**, તેનાથી **અગ્નિ** અથવા **તેજસ્**, તેનાથી **અપ્** અથવા **જલ**, અને તેનાથી **પૃ-થિવી** એમ ઉત્તરોત્તર સ્થૂલ થતું ચાલેછે; ને બ્રહ્માંડનું વિરાટ્‌રૂપ ઘડાયછે.

એજ તત્ત્વોથી બ્રહ્માંડનું સૂક્ષ્મ શરીર પણ પ્રથમેથીજ રચાયલું હોયછે, તે સહિત સ્થૂલ શરીરવાળાં ગ્રહોપગ્રહ તથા આ પૃથિવી ઘડાયાંછે. જે જે તત્ત્વના પ્રભાવ વખતે જે જે ગ્રહનું શરીર જન્મ્યુંછે, તે તે ગ્રહ તે તે તત્ત્વનો અધિષ્ઠાતા છે.* એટલે જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે નક્કી કરેલાં લગ્ન વખતે જે ગ્રહો જેમ હોય તેમ તાત્ત્વિક અસરો થઇ, તે લગ્ન સમયમાં બનેલાં કાર્યને પૂહોચે. આવી સૃષ્ટિ રચનામાં મનુષ્યદેહપર્યંત બંધારણ થાયછે; ને તે દેહમાં એકએકથી સ્થૂલ એવા પાંચે તત્ત્વને અનુસરતા પાંચ કોશ બંધાયછે. પ્રાણ છે, તે, આમ સર્વ વ્યાપી છે. એજ મનુષ્યદેહમાં પ્રવર્તેછે. પ્રાણની સ્થિતિ ગતિનું સ્થાન નાડીતંત્રછે, તે નાડીઓનો વિવેક બહુ સૂક્ષ્મ છેઃ પણ પ્રાણનું નાસિકાના જમણા છિદ્રમાંથી નીકળવું એને સૂર્ય અથવા પિંગલા કહેછે, ને ડાબામાંથી નીકળવું એને ચંદ્ર અથવા ઈડા કહેછે, અને ઉભયમાંથી નીકળવું એને સુષુમ્ણા કહેછે. સૂર્ય, ચંદ્ર એ નામ ઉપરથી સમજવાનું છે કે બ્રહ્માંડના સૂર્યચંદ્રને અનુસારે પિંડના સૂર્યચંદ્ર પણ ચાલેછે. દિવસે સૂર્યનું બલ રહેછે, રાત્રીએ ચંદ્રનું. જેમ એક દિવસમાં તેમ એક પક્ષમાં સમજવું: શુકલપક્ષમાં ચંદ્ર છે, કૃષ્ણપક્ષમાં સૂર્ય છે. એક માસનું તેમજ વર્ષનું પણઃ ઉત્તરાયનમાં સૂર્ય છે, દક્ષિણાયનમાં ચંદ્ર છે. માણસના સ્વર અથવા પ્રાણનું બદલાવું ચંદ્રની ગતિને આધીનછે, ને ચંદ્ર બારે રાશિમાં લગભગ ૩૦ દિવસમાં ફરી રહેછે માટે પ્રતિમાસ સ્વર તેનો તેજ આવે. વળી બાર રાશિમાં ત્રીશ દિવસ થયા ત્યારે પ્રતિરાશિમાં ૨॥ દિવસ થાય; તે અઢીદિવસમાં પણ માણસોનો સ્વર ૩૦ વાર બદલાયછે, એટલે કે સૂર્ય ચંદ્ર એમ લગભગ બે બે કલાકે ચાલતા રહેછે. ચંદ્રનો પ્રવેશ મેષ રાશિમાં થતાંજ સૂર્યસ્વરથી આરંભ થાયછે, તે પ્રતિ એકી એકી રાશીએ સૂર્યને સૂર્યજ આવે અને બેકી બેકીએ ચંદ્ર આવે. એ હિસાબે પક્ષ ઉપર લાવીએ ત્યારે, શુકલપક્ષમાં ૧, ૨, ૩ એટલા પ્રાતઃકાલે ચંદ્રજ હોવો

* પાશ્ચાત્ય, 'ઇવોલ્યુશન' વાળા આ કરતાં કાંઈ વધારે નવું બતાવી શકશે કે? કે હજુ આટલે પણ નથી આવ્યા?

જોઈએ ને ૪,૫,૬ એટલા પ્રાતઃકાલે સૂર્ય હોવો જોઇએ, ને એ પ્રમાણે બધી તિથીમાં પ્રવર્તવું જોઇએ. કૃષ્ણપક્ષમાં એથી ઉલટું થાય એ સ્પષ્ટજછે.

સૂર્યસ્વર ઉષ્ણ, ઉગ્ર રહેછે: ચંદ્રસ્વર શીત, શાન્ત રહેછે. જમવું, રમવું, જવું, આવવું, વાદવિવાદ, ઇત્યાદિ ઉગ્ર કર્મ સૂર્યસ્વરમાં બનેછે. પાણી દૂધ પીવું, ઇશ્વર સ્મરણ કરવું, ભણવું, ઇત્યાદિ સાત્વિકકર્મ ચંદ્રસ્વરમાં થાય છે. સુષુમ્ણા, એ ઉભય નાસિકામાંથી ચાલતા સ્વરની સ્થિતિ છે: તે વખતે પ્રાણ સુષુમ્ણા (એટલે કરોડની નાડી) માં હોવાથી તે સ્થિતિ બહુ સૂક્ષ્મ છે. એમાં મરણપણ થઈ જાયછે;* અને યોગીઓને પ્રાણાયામાદિ કરતાં સમાધિ કરવાને પણ તેજ જરૂરની છે. એ વખતજ યોગાદિસાધન તથા હરિભજનને બહુ કામનો છે. એટલું જાણવું જોઈએ કે પ્રતિ વખત સૂર્યથી ચંદ્ર, ને ચંદ્રથી સૂર્ય, એમ બદલાતાં જરાવાર સુષુમ્ણા થાયછે. એ વાત લક્ષમાં રાખીનેજ બ્રાહ્મણોને સંધ્યાવંદનના ત્રણ સમય ઠરાવી આપ્યાછે. એ ત્રણે સમયે સુષુમ્ણા થાયજછે, એનુંજ નામ સંધ્યા, ને તેજ વેળે પ્રાણાયામ બની શકે. યોગીઓ તો મધ્યરાત્રીએ એક ચોથી સંધ્યા પણ પાળેછે. આ પ્રમાણે સ્વરની ગતિવગેરે સ્વાભાવિક રીતે ચાલેછે, તેમાં ફેરફાર હોય તેટલી વિક્રિયા જાણવી. તે વિક્રિયા ટાળવામાટે, કે મૂલથીજ ન થવા દેવા માટે, આહારવિહાર યથાર્થ સ્વરપ્રમાણે નિયમવા જોઇએ. કૃત્રિમ રીતિથી પણ સ્વરને બદલી શકાયછે. જે નાડીમાં સ્વર લાવવો હોય તેની સામેની બાજુ દબાવીને સુવું, અથવા તે બાજુની બગલમાં એક તકીઓ કે કાંઇ (સાધુઓ ત્રણ પાંખાંનું પાટીઆવાળું દંડજેવું આશા નામનું લાકડું રાખેછે) દાબવું. પણ આહાર-

* સુષુમ્ણાદ્વારાએ બ્રહ્મરંધ્રમાં થઇ જેનો પ્રાણ જાય તે સૂર્યમંડલમાં જાયછે ને પુનર્જન્મ પામતાં નથી; તથા તદિતરદ્વારા જેનો પ્રાણ જાય તે ચંદ્રલોકમાં જઈ પુનર્જન્મ પામેછે એમ શાસ્ત્રકારો કહેછે. ઉત્તરાયન, દેવયાન, અર્ચિમાર્ગ તથા દક્ષિણાયન, પિતૃયાન, ધૂમમાર્ગ ઇત્યાદિ કહ્યાંછે તેપણ આ સ્થલે યોજી શકાશે. (જુઓ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અધ્યાય ૮).

વિહારનો નિયમ એ મુખ્ય વાત છે. સામાન્ય રીતે દિવસે (જમવાના વખત સિવાય) ચંદ્ર અને રાત્રીએ સૂર્ય સ્વર ઇષ્ટ ગણાય છે ! *

જે પાંચ તત્ત્વ કહ્યાં તે પણ પ્રત્યેક સ્વરના બે કલાકમાં ફરી વળેછે. એ તત્ત્વના ફેરફાર બરાબર થયાં કરે ત્યાંસુધી તો શરીરસ્થિતિ સારી ચાલેછે, પણ તેમાં ગરબડ થવાથી બીગાડ થાયછે. પાંચે તત્ત્વ ન ચાલે ને એકનું એક ચાલે ઇત્યાદિ અવ્યવસ્થા થાય એજ વિક્રિયાનું મૂલ. જેમ સ્વરનો સ્વભાવ ઉગ્ર સાત્ત્વિક આદિ છે તેમ તત્ત્વનોપણ છે; અને જે શબ્દાદિ જે જે તત્ત્વને ઉઠાવી શકે તે તે પ્રમાણે તે શબ્દ (ગાન, મંત્ર ઇત્યાદિ)થી માણસના કે સૃષ્ટિના પ્રાણને અસર થાયછે. વાગ્દેવી રૂપ સરસ્વતી તે કંઠસ્થાનનો બધો તંત્રછે, ને તેની વીણા તે, તે સ્થાનની નાડીઓનું ચક્રછે, એ વીણા જેવું ગાન કરે, અર્થાત્ એ નાડીઓમાંથી જે તત્ત્વનું ઉત્થાન થાય, તેવી અસર સાંભળનારને થાય. પ્રત્યેક તત્ત્વને ઓળખવાના ઘણા માર્ગછે. તત્ત્વની ગતિઉપરથી, કે રંગઉપરથી, કે આકૃતિઉપરથી, આયામ કે સ્વાદ ઇત્યાદિ ઉપરથી, તત્ત્વ ઓળખાયછે. જેમ સ્વરને ફેરવી શકાય તેમ તત્ત્વને પણ ફેરવાયછે, પણ તે વાત બહુ સૂક્ષ્મ છે. કોઇ અમુક બીજનો જપ કરવાથી તત્ત્વ ફરેછે એમ સામાન્યતઃ મનાયછે. શુદ્ધબુદ્ધિવાળા સ્વરસાધકો ઇચ્છામાત્રથી પણ સ્વર તથા તત્ત્વ બદલી શકેછે. તત્ત્વની વિક્રિયા સંબંધે એમપણ કહી શકાય કે જે તત્ત્વની જરૂર હોય (જેમ કે તાવ આવતો હોયતો જલતત્ત્વ ને ચંદ્રસ્વર જોઇએજ) તે તત્ત્વના રંગવાળું પાણી, દવા ઇત્યાદિ આપવાથી લાભ થયાવિના રહે નહિ (જુઓ અનુપૂર્તિ ૧ નો વિષય, ૫ મો). અનુકૂલ તત્ત્વ સહિત પ્રાણનો વિનિમય કરવાની વાત તો કહેલીજ છે. આ બધી વાત, સાથેના કોઠામાં એકત્ર કરીછેઃ—

* કાલજ્ઞાનમાં કહેછે કે એ પ્રમાણે નિત્ય સાધનાર અમર થાય; ત્રણ દિવસરાત એમ ચાલેતો મરણ દૂર હોય; એથી ઉલટો ક્રમ એક માસ ચાલે તો છ માસમાં મરણ હોય; આઠ પ્રહર, ૧૬ પ્રહર, ૫ દિવસરાત, ૧૫ દિવસરાત, ૨૦ કે ૩૦ દિવસ રાત, સૂર્ય માત્રજ ચાલે તો અનુક્રમે ૩ વર્ષ, ૨ વર્ષ, ૧ વર્ષ, ૬ માસ, ૩ માસ અને ૨ દિવસમાં મરણ હોય.

| તત્ત્વનું નામ. | સ્વભાવ, કાર્ય, ઇત્યાદિ. | બીજ. | રંગ. | સ્થાન. | | આયામ એટલે શરીરમાં ઉઠીને બેસવું. | આકૃતિ. |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| | | | | શરીરમાં. | સ્વરમાં. | | |
| આકાશ. | મિશ્ર–મન, બુદ્ધિઆદિ. | હં. | મિશ્ર અથવા શ્યામ. | કૈલાસ (મસ્તક.) | ચોતરફ ગુંગળાઇને ઉડે. | શૂન્ય. | વર્તુલ. |
| વાયુ. | જરાશીત; સ્પર્શ; અમ્લ; ઉત્સાહ-સંકોચન-ગત્યાદિ. | યં. | ભૂરો. | નાભિ. | નાકની બાજુએ થઈ ખભા તરફ નીકળે. | હ્રદયસુધી ઉઠે-બેસે: ૮ આંગળ. | વાંકો ચુંકો ગોલ. |
| તેજસ્. | ઉષ્ણ; દૃષ્ટિ; તિક્ત; ક્ષુધા, નિદ્રા, પ્રસારણાદિ. | રં. | રાતો. | ખભા. | નાકની અગ્રે થઇ ઉંચે ઉડે. | કંઠસુધી ઉઠે બેસે: ૪ આંગળ. | ત્રિકોણ. |
| જલ. | શીત; રસન; કષાય; વીર્યવૃદ્ધિ, આદિ. | વં. | ધોળો. | ઢીચણ. | નાકને તળીએ ઘસાઇને નીચે જાય. | નાભિસુધી ઉઠે-બેસે:૧૬આંગળ. | અર્ધચંદ્ર. |
| પૃથ્વી. | જરાઉષ્ણ; ગંધ; મધુર આનંદ, સ્વાદ ઇત્યાદિ. | લં. | પીળો. | પાદ. | વચમાં વૂહે. | નાભીને હ્રદયની વચમાં ઉઠે બેસે: ૧૨ આંગળ. | ચતુષ્કોણ. |

એકજ તત્ત્વ ચાલતું રહે એવો નિયમ નથી, મિશ્રણ પણ હોય, તે પ્રમાણે મિશ્રિત રંગ પણ નારંગી પોપટીઆ ઇત્યાદિ હોય. આંખ મીચીને ધારવાથી પણ રંગ પરખેછે. આકૃતિ જોવામાટે કાચ કે કાંસા ઉપર છેક પાસે લાવીને શ્વાસ મૂકી જોતાં જે આકૃતિ પડે તે જોવાનો રીવાજછે. જલ અને વાયુ સાત્ત્વિકછે; પૃથ્વી અને તેજસ્ રજસ્તમસ્‌વાળાંછે; આકાશ મિશ્રછે. જલ પૃથ્વીથી કાર્યસિદ્ધિ થાયછે. વ્યવહાર કાર્ય, યોગસાધનાદિ એ બધાં તત્ત્વોના સ્વભાવ પ્રમાણે ઘટે.

સ્વર તથા તત્ત્વનાં આ રીતીનાં સ્વરૂપ સમજી જવાથી ને તેપ્રમાણે વર્તવાથી પ્રાણનું ધ્યાન કરતાં યોગીઓ શીખેછે. પ્રાણ કયાંથી ઉઠેછે, ને કયાં બેસેછે એ જોવા ઉપરજ ધ્યાન બાંધી ઘણાએક રમેછે; ને એમ કરતાં પ્રાણાયામ તથા ચક્રભેદ અને સમાધિપર્યંત પ્હોચેછે. સ્વરને કોઇ યોગીઓ હંસ ક્હેછે ને **સોઽહં** એ અજપાના રટણથી ઉઠતા ને બેસતા હંસનું ધ્યાન કરેછે. હંસ એ સોઽહંનું ઉલટુંછે, ને તેમ કરવાનો પણ ઉપયોગછે. અજપા કે પ્રણવનો નિરંતર જપ કરવાથી સ્વર અને તત્ત્વ, નિયમમાં રહેછે તથા બીજી સિદ્ધિઓ થાયછે, એમ ક્હેછે.

આપ્રમાણેની સ્વર અને તત્ત્વની વ્યવસ્થાને જાણી હઠદ્વારા પ્રાણાયામને રસ્તે ચઢનાર આહાર વિહાર યથેચ્છ કરી શકે ને પ્રાણ તથા તત્ત્વના નિયમોમાં રહી શરીર સાચવી મોક્ષપર્યંત જઈશકે. પણ એ માર્ગે જતાં બેહેકી જનારાની તો અધોગતિજ થાય. બેહેકી જવા જેવા સંભવ પણ એ માર્ગે ઘણા છે, ને તેથી તે માર્ગ જરા કનિષ્ઠ છે. સાધન દશામાં રોગોત્પત્તિ સુલભ છે. એટલે કેવલ મનોનિગ્રહરૂપ **રાજયોગમાં પ્રવૃત્ત થયેથી પ્રાણ તથા તત્ત્વો સ્વતઃ પોતાના સ્વભાવમાંજ રહી સહજમાં ઐહિક શાન્તિ આપી, મોક્ષદાયી નીવડે એ વધારે**

**સુતર અને સૂક્ષ્મ યોજના છે,** એ આટલા વિવેચન ઉપરથી સમજી શકાશે. જીવન્મુક્તિ પણ રાજયોગને હીસાબેજ સંભવેછે. ગૃહસ્થોને તો એજ પરમ માર્ગછે.*

અત્રે આટલું બતાવી જવાનો ઉદ્દેશ એવો છે, કે મહાશાસ્ત્ર જે યોગ તેમાં પ્રાણ એજ મુખ્ય તત્વછે, ને તેને આધારે બધા ચમત્કાર, રોગશાન્તિ ઈત્યાદિ સહજ બનેછે, એ જણાય એટલુંજ નહિ, પણ મોક્ષ એટલે પરમઆનંદ, જે માટે પ્રાણિ માત્ર મથેછે, તેપણ પ્રાપ્ત થઈ શકેછે, તેનો દિગ્માત્ર રસ્તો બુદ્ધિમાન્‌ને જડે. વાંચનાર જો બુદ્ધિપૂર્વક મનન કરી કરી આ ગ્રંથની પંક્તિઓ વાંચી ગયો હશે, તો તેને પોતાના જીવિતને ઉચ્ચતર એટલે મોક્ષ એટલે પરમાનંદને રસ્તે હવે પછી શી રીતે ચઢાવવું તેનો કાંઇક પણ માર્ગ જડયોજ હશે, ને જો એટલી વાત તેના હાથમાં આવી હશે, તો મારૂં આ લખવું તથા તેનું એ વાંચી જવું સર્વથા કૃતકૃત્યજ છે. ઇતિશિવમ્.

---

* બ્રાહ્મણો કર્મમાત્રના નિત્ય અને નૈમિત્તિક એવા ભાગ કરેછે. નિત્ય કર્મ ન કરવાથી હાનિ છે, પણ કરવાથી લાભ નથી એમ કહેછે. અર્થાત્ સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ ન કરવાથી પ્રાણમાં વિક્રિયા થઇ બેસે તો તે હાનિ સ્પષ્ટજ છે, ને કરવાથી પ્રાણ યથાર્થ ચાલતો રહે એમાં ખાસ લાભ કાંઈ નથી. જે જીવન્મુક્ત સર્વદા શાન્ત અને શુદ્ધ પ્રાણવાળા છે તેમને કર્મ નજ હોય.

